॥ ॐ ॥

# श्रीमान् ब्रह्मचारी नित्यानंदजी महाराजे आपेला व्याख्यानचतुष्टय.

जीवात्मा.
मनुष्यजन्मनी सफलता.
मानवज्ञानस्रोतः.
ईश्वरोपासना.


मूळ मराठीमां लखनार

रा. रा. काशिनाथ रघुनाथ मित्र.

'आर्यसमाज'ना एक सभासद.

गुजरातीमां भाषांतर कर्ता

रा. रा. माणेकलाल वि० अमृतलाल दवे.

लेट हेड मास्तर, खोजा खानमहमद ह. ए. व्हं. स्कुल.



प्रकाशक.

सुंदरलाल गणेशलाल वर्मा.

(आर्यन सोशियल युनियनना लाभ माटे.)

मुंबईमां:-"शारदाक्रीडन" छा. छा.

डिसेंबर १८९४.

प्रती २०००

# अर्पणपत्रिका.

## शेठ लक्ष्मीदास खिमजी, जे. पी.

आप साहेब आर्यधर्मने अनुसरनारा, नीतिरीतिप्रमाणे वर्तनारा, विद्याने उत्तेजन आपनारा, संतोनी संगत शोधनारा, अने दीनने सहाय्य करनारा छो; तेनुं निरंतर स्मरण रहेवा माटे आ लघुप्रयत्न आपने सत्कारपूर्वक अर्पण करूं छुं, ते आप स्वीकारशो.

आपनुं सदा श्रेय इच्छनार.

काशिनाथ रघुनाथ मित्र.

# प्रस्तावना.

आपला **वैदिक धर्म**—जो आज नानाशास्त्रपारंगत पाश्चिमात्य लोकांच्या स्तुतिस्तोत्रास एक जबरदस्त विषय होऊन बसला आहे, ज्याचें स्वभावसौंदर्य पाहून **मॅक्समुल्लर**प्रभृति तत्वकोविद तोंडांत बोट घालून त्याच्याकडे केवळ कौतुकानें पाहत आहेत, जो आज कोट्यावधी वर्षें लोटलीं तरी आपल्या नैसर्गिक तेजोबलानें फिनिक्स पक्षाच्या काल्पनिक कथेप्रमाणें पुनः तरुण होऊन बसला आहे, त्या आपल्या **सनातन वैदिक धर्मा**पेक्षां आह्मांस विशेष अभिमाननीय तें काय आहे ? असा हा 'सर्वांगसुंदर श्रेष्ठतम धर्म' आपल्यास प्राप्त झाला असतां त्याची आपण अनास्था करावी ही मोठ्या दिलगिरीची गोष्ट नव्हे काय ! पण त्यास लोकांचा तरी [illegible] दोष ? आपल्या धर्माचा मोठेपणा कळावयास त्यांस कांहीं मार्गच जर उरला नाहीं तर लोकांनीं तरी बिचाऱ्यांनीं काय करावें ? याचा दोष मुख्यत्वेंकरून धर्माबद्दल औदासीन्य दाखविणाऱ्या सुशिक्षित लोकांसच लाविला पाहिजे.

सर्वसम्मत **वैदिक धर्मा**संबधीं आह्मी अगदीं गाढ अज्ञानांत गर्क असतां आह्मां मुंबई नगरस्थ लोकांच्या पूर्वपुण्याईनें वेदविद्याकुशल श्रीमान् ब्रह्मचारिजी **नित्यानंदजी** महाराज या महात्म्यांचें आगमन कांहीं दिवसांपूर्वी या आपल्या शहरांत होऊन त्यांच्या सुरस वाणीनें आमच्या अंतःकरणांत एकदम प्रकाश पडला,

ही मोठ्या सुदैवाचीच गोष्ट समजली पाहिजे. ब्रह्मचारी महाराजांच्या सर्वरसपूर्ण व उदात्तविचारपरिप्लुत व्याख्यानांनीं त्यांचें नांव मुंबईतील आबालवृद्धांच्या तोंडीं येऊन बसलें आहे असें ह्मणण्यास हरकत नाहीं. **नित्यानंदजी**सारखे सत्त्वगुणोपेत तत्वज्ञ आपल्या या श्रेष्ठतम **वैदिक धर्मा**ची खरी महती लोकांस समजावून देण्याच्या कामीं मनापासून झटताहेत ही मोठ्या आनंदाची, व आपल्या देशाचीचशी काय, पण सर्व जगताची उन्नत्ति होण्याच्या आशेची प्रस्तावनाच होय असें ह्मणण्यास कोणताच प्रत्यवाय नाहीं. या आपल्या नगरींत ब्रह्मचारी महाराजांचीं जीं अनेक व्याख्यानें झालीं ता किती उत्साहजनक आणि सदाचारप्रवर्तक होतीं हें आह्मीं सांगण्यापेक्षां **फ्रामजी कावसजी हाल**सारखी अफाट आणि विस्तीर्ण जागाही उत्सुक श्रोतृगणास पुरत नव्हती इतकी जी त्यावेळीं अलोट गर्दी होत असे, तीच त्याचें उत्कृष्ट द्योतक होय असें आह्मांस वाटतें. या प्रकारचीं अत्यंत महत्वाचीं व्याख्यानें फक्त अत्यंत अल्पजनसमूहाच्याच उपयोगीं पडावीं, व इतरांस त्यांचा कांहींच लाभ होऊं नये ही मोठ्या दिलगिरीची गोष्ट होईल, आणि त्यांपासून होणाऱ्या अलौकिक व चिरस्थायी लाभास ते मुकतील, असा विचार मनांत येऊन आह्मीं महाराजांचीं **फ्रामजी कावसजी हाल**मध्यें झालेलीं पहिलीं चार व्याख्यानें आज हीं पुस्तकरूपानें प्रसिद्ध करीत आहों. सदर्हु चारही व्याख्यानें मीं मराठींत लिहिलीं

होतीं, तीं गुजराथींत प्रसिद्ध करण्याची इच्छा आमचे मित्र **आर्यन सोशियल युनियनचे** संमान्य सेक्रेटरी रा. रा. **सुंदरलाल गणेशलाल वर्मा** यांनीं दर्शविल्यावरून, त्यांच्या मेहनतीनें हीं प्रसिद्धीस आलीं आहेत, याबद्दल त्यांचे मानावे तेवढे आभार थोडेच आहेत. तसेंच मराठीचें गुजराथींत भाषांतर करण्याच्या कामीं आमचे पूज्य मित्र रा. रा. **माणेकलाल अमृतलाल दवे**, लेट हेड मास्तर खोजा खानमहमद हबीब भाई अॅ. व्ह. स्कूल, यांनीं जी प्रशंसनीय उत्सुकता दाखविली, आणि निरपेक्षबुद्धीनें आपला बहुमूल्य वेळ या कामीं खर्च केला, याबद्दल त्यांचे मजवर आणि एकंदर लोकांवर फार फार उपकार झाले आहेत. या उभय महात्म्यांच्या उत्सुकतेनेंच मीं मोठ्या मेहनतीनें तयार केलेलीं ब्रह्मचारी महाराजांचीं व्याख्यानें लोकनिदर्शनास आलीं आहेत याबद्दल येथें प्रसिद्धपणें मी उभयतांचेही आभार प्रदर्शित करितों. त्याचप्रमाणें श्रीमान् **नित्यानंदजी** आणि श्रीमान् स्वामी **विश्वेश्वरानंद सरस्वती** यांहीं, मीं तयार केलेल्या मराठी कापीवर एकवेळ नजर घालण्याची कृपा करून त्यांतील बहुतेक हस्तदोष काढून टाकिले याबद्दल मी त्यांचाही फार फार आभारी आहें.

याशिवाय ऑ. मि. **जव्हेरीलाल उमयाशंकर याज्ञिक** आणि श्रीमान् **शेट लक्ष्मीदास खिमजी** या दोन सद्गृहस्थांचे उघडपणें आभार प्रदर्शित करण्याची ही दुर्मीळ संधी **मी**

व्यर्थ दवडीत नाहीं. नित्यानंदजी महाराजांचें बुद्धिवर्धक सभेंत झालेलें ' **बुद्धिवृद्धि** ' या विषयावरील व्याख्यान आह्मीं मराठींत प्रसिद्ध केलें होतें. त्याच्या बऱ्याच प्रति या दोन्ही उदार पुरुषांनीं विकत घेऊन त्या लोकांस मोफत वांटल्या, आणि ब्रह्मचारीजीं-विषयीं आपली पूज्यबुद्धि व्यक्त केली याबद्दल येथें मी त्यांचे मनापासून फार फार आभार मानितों.

शेवटीं सर्वत्रांस एवढेंच सांगावयाचें आहे कीं, मला गुजराथीचें ज्ञान जात्पुरेंच असून सारीं प्रुफें तपासण्याचें जोखीम मजवरच असल्यामुळें यांत कित्येक दोष राहिले असतील. त्याचप्रमाणें व्याख्यानांतही नजरचुकीनें कांहीं चुका झाल्या असतील. त्या सर्वांबद्दलचा दोष दुसऱ्या कोणाकडेही नसून त्यास सर्वस्वी मीच जबाबदार आहें. तरी त्यांची पूर्ण क्षमा होईल अशी उमेद आहे.

ह्या पुस्तकापासून आपल्या तरुण लोकांची **वैदिक धर्माकडे** थोडी बहुत तरी प्रवृत्ति झाली तर मी माझ्या श्रमाचें पूर्ण साफल्य झालें असें समजेन. परमेश्वर ती सदीच्छा परिपूर्ण करो एवढीच त्याजकडे अनन्यभावें प्रार्थना आहे.

Thakor Dwar Road, Bombay. }
1st December 1894. } Kashi Nath R. Mitra.

# પ્રકાશકના બે શબ્દો

શ્રીમાન નિત્યાનંદજી મહારાજે ગયા જુલાઇ તથા આગષ્ટ મહિનામાં આપણા શહેરમાં પધારી વૈદિક ધર્મપર ઘણા વ્યાખ્યાનો આપી જે સદુપદેશ કીધો હતો તે સદુપદેશનું ફળ આપણે અને આપણા આર્ય ભાઇઓને મળે એવા હેતુથી આપણા મિત્ર રા. રા. કાશિનાથ રઘુનાથ મિત્રે મહારાજ શ્રીએ ફ્રામજી કાવસજી ઇન્સિટયુટમાં જે ચાર વ્યાખ્યાનો આપ્યાં હતાં તે મરાઠીમાં લખી લીધાં હતાં. તે વ્યાખ્યાનો યોગ્ય રીતિએ લખાયલાં જોઈ મારા કેટલાક વિદ્વાન મિત્રોના આગ્રહથી, ગુજરાતીમાં એ વ્યાખ્યાનોનું ભાષાંતર કરાવી જન સમુહના લાભને માટે પ્રસિદ્ધ કરવાની મને ઇચ્છા થઈ. મરાઠીનું ગુજરાતીમાં ભાષાંતર કરવા માટે મારા વિદ્વાન મિત્ર રા. રા. માણેકલાલ અમૃતલાલ દવેને વિનંતિ કરવાથી તે મહાશયે ઘણી ખુશીથી એ કામ માથે ઉપાડી, પોતાનો અમુલ્ય વખત ગુમાવી એનું ભાષાંતર કરી આપ્યું છે જે માટે તેમનો મારી ઉપર તેમજ જન સમાજ ઉપર મ્હોટો આભાર થયો છે.

'આર્યન સોશિયલ યુનિયન'ના કેટલાએક સભાસદોની સહાયતાથી આ પુસ્તક હું પ્રસિદ્ધીમાં લાવી શકયો છું. તેઓનો આ સ્થળે હું ઉપકાર માનું છું. તેમજ રા. રા. કાશિનાથ રઘુનાથ મિત્રે જે અત્યંત પરીશ્રમ લઈ આ પુસ્તક તયાર કર્યું છે, તેમનો પણ હું ઉપકાર માનું છું.

આર્ય ભાઇઓ પ્રત્યે મારી છેલ્લી એટલીજ વિનંતિ છે કે તેઓ ધર્મજ્ઞાનૈકબુદ્ધિથી કરેલા અમારા પ્રયત્નને યોગ્ય ઉત્તેજન આપીને સહાય્ય કરશે, જેથી આપણા સત્યપૂર્ણધર્મથી પરાઙ્મુખ થએલા આપણા જવાન ભાઇઓની મનોવૃત્તિ યોગ્ય માર્ગે લગાડવાનું શ્રેય મેળવશે.

સુંદરલાલ ગણેશલાલ વર્મા.

॥ ૐ ॥

# શ્રીમાન્ બ્રહ્મચારી નિત્યાનન્દજી મહારાજનું પ્રથમ વ્યાખ્યાન.



## "જીવાત્મા."

શ્રીમાન્ બ્રહ્મચારી નિત્યાનંદજી મહારાજનું તા૦ ૮ મી જુલાઈ સન ૧૮૯૪ ને દિવસે સાંજના ચાર વાગે, ફરામજી કાવસજી ઈનસ્ટીટયૂટમાં રા. રા. શેઠ લક્ષ્મીદાસ ખીમજી જે. પી. ના અધ્યક્ષપણા નીચે 'જીવાત્મા' એ વિષયઉપર ભાષણ થયું હતું. સંસ્કૃત ભાષામાં ઈશ્વર સ્તુતિ તેમજ ભાષણનો ટુંકસાર કહ્યા પછી હર્ષનાદસાથે પોતે બ્રહ્મચારીજીએ હિંદીભાષામાં બોલવું શરૂ કર્યું. તે નીચે પ્રમાણેઃ—

**સજ્જન ગૃહસ્થો! આજનો મારો વિષય 'જીવાત્મા' છે. એ વિષય ઘણો ગહન અને સૂક્ષ્મ છે. યોગી પુરૂષોને પણ અગમ્ય છે.**

તથાપિ એ વિષય સંબંધી જ્ઞાની પુરૂષોનું શું યથાર્થ કહેવું છે તેનું સંક્ષિપ્ત રીતિથી આજે વિવેચન કરવાની મારી ઇચ્છા છે.

'શરીર એજ આત્મા છે. શરીર અને આત્મા ભિન્ન નથી' એવું કેટલાએકોનું કહેવું છે. ઇંદ્રિય આત્મવાદીઓનું કહેવું એવું છે કે 'શરીર કરતાં ઇંદ્રિય ઉત્તમ છે અને તેથીજ ઇંદ્રિઓ એજ આત્મા છે. ઇંદ્રિઓથી આત્મા ભિન્ન નથી.' મન આત્મવાદીઓનું કહેવું એવું છે કે 'આમ્રફલનો સ્વાદ જીવ્હાને માલમ પડે છે. તેની સુગંધી નાસિકાને, રંગ નેત્રોને, કોમલતા ત્વગ્ ઇંદ્રિઓને. પરંતુ તે ફલ મિષ્ટ, સુગંધિત, પીળું, કોમલ ઇત્યાદિ ગુણયુક્ત છે એ એકે સમયે જાણનાર ઇંદ્રિઓથી કોઇ જુદું છે. અને તે જાણનાર મન છે.' એ યુક્તિથી મનઆત્મવાદી, ઇંદ્રિઓને આત્મા માનતા નથી પણ મનને આત્મા માને છે. અન્ય જનોનું વળી કહેવું એવું છે કે, 'મન એ આત્મા નથી, કારણ સંકલ્પ વિકલ્પ કરવાનું કામ મનનું છે. પરંતુ જેનાથી નિશ્ચયાત્મક જ્ઞાન પ્રાપ્ત થાય છે તે બુદ્ધિ છે.' તેથીજ મન એ આત્મા નથી પરંતુ બુદ્ધિ એજ આત્મા છે, એમ તેઓ માને છે. વળી કેટલાએક એમ કહે છે કે 'પ્રાણ એજ આત્મા છે. એના અસ્તિત્વપણાને લીધે પ્રાણી જીવે છે. અને તે જો નહી હોય તો પ્રાણી જીવે નહિ. માટેજ પ્રાણ એજ આત્મા છે.' પરંતુ એ કહેવુ પણ કેટલાએકના મતે યોગ્ય નથી. કારણ નિદ્રામાં પ્રાણ હોય છે, પણ તેને જ્ઞાનશક્તિ હોતી નથી. પ્રાણ એ એક પ્રકારનો જડવાયુ હોવાને લીધે આત્મા થઇ શકે નહી. કેટલાએકો શૂન્યને આત્મા માને છે. કેટલાએક કહે છે કે 'શૂન્યને જો આત્મા માનો તો અમારૂં ક-

કહેવું એવું છે કે જે શૂન્યને જાણે છે તેજ આત્મા છે. કારણ, શૂન્યને પેહેલાથી જાણી શકાતું નથી.' એ પ્રમાણે આ વિષયમાં બહુ મતમતાન્તર છે. વૈદિકલોક આત્માનું લક્ષણ એવું કરે છે કે 'इच्छा द्वेष सुख दु:ख ज्ञानान्यात्मनो लिंगमिति' એટલે જે સુખની ઇચ્છા કરે છે, એટલુંજ નહી પણ તત્પ્રાપ્ત્યર્થે પ્રયત્ન કરે છે. તે પ્રમાણેજ દુ:ખની ઇચ્છા ન કરતાં દ્વેષ કરે છે. વળી જેનાથી સર્વ પદાર્થનું જ્ઞાન થાય છે તેજ આત્મા છે. એ મત વાસ્તવિકરીતે કેટલે અંશે ખરો છે તે આપણે જોઇએ.

આપણા મ્હોટા મ્હોટા ઋષીવર્યોએ આ વિષય ઉપર અતિ સૂક્ષ્મ વિચાર કર્યો છે. તે મહાત્માઓ હાલના પુરૂષો જેવા ન હોતા. તે ત્રણે પુરૂષાર્થ ઉત્તમ પ્રકારે જાણતા હતા. આ ક્ષણિક સંસારમાં અહર્નિશ નિમગ્ન ન રહેતાં, અરણ્યમાં રહીને આત્મા અને ઇશ્વર એ વિષયપર, સૂક્ષ્મ દૃષ્ટીથી વિચાર કરતા હતા. તેઓએ એ વિષય ઉપર અત્યંત શ્રમ લઇને મહાન શોધ ચલાવી છે. ત્યારે તેઓનું કહેવું શું છે, તે આપણે લક્ષ પૂર્વક જોવું જોઇએ.

નાસ્તિક લોક પ્રકૃતિ વાદી છે. તેઓને ચૈતન્યનું જ્ઞાન નથી. 'પ્રકૃતિનું ચૈતન્ય, એક વિકાર છે' એમ તેઓ માને છે. 'ચૈતન્ય સ્વતંત્ર નથી' એવું તેઓનું મત છે. હવે શરીરથી જીવ ભિન્ન છે, એ આપણે સિદ્ધ કરવાનું છે.

યાવત્ શરીરમાં ચૈતન્ય શક્તિ છે તાવત્ જ્ઞાનશક્તિ છે. તેનો શરીરથી વિયોગ થતાંજ શરીર મૃતપ્રાય થઇ જાય છે. જ્ઞાન શક્તિ શરીરનો એક અંશ, કિંવા વિકાર હોય તો યાવત્ પર્યન્ત શરીર

હોય ત્યાંહા સુધી જ્ઞાનશક્તિ હોવીજ જોઇએ. પણ તે હોતી નથી. જેમ દીપ હોય છે ત્યાંહા સુધી પ્રકાશ પણ હોય છે. દીપથી પ્રકાશ વેગળો થઇ શકતો નથી. આ ઉપરથી, શરીરથી જ્ઞાનશક્તિ ભિન્ન છે, એ સ્પષ્ટ દેખાઇ આવે છે. હવે શરીર અને આત્મા એકજ છે, એમ કેમ કહી શકાય? જેના સંબંધથી જ્ઞાનોદ્ભવ થાય છે તેનેજ જીવાત્મા કહે છે. હાથ, પગ, નેત્ર, નાસિકા, કર્ણ વિગેરે અવયવોમાં જ્ઞાનશક્તિનો અભાવ છે. તે પ્રમાણેજ શરીર ખુદ જીવાત્મા નથી. શરીરના મરવા સાથેજ જ્ઞાનશક્તીનો નાશ થાય છે. એ ઉપરથી સ્પષ્ટ છે કે, શરીર અને જ્ઞાનશક્તિ એ બે ભિન્ન છે. હવે આત્મા એ શરીરનો ભાગ છે કે તેનાથી તે પૃથક છે તે આપણે વિચારીએ.

યદી જો જીવ પંચતત્વનો બનેલો હોય, એમ માનીએ, તો પંચતત્વમાં જ્ઞાનશક્તિ છે કે નહીં, તે પ્રથમ જોવું જોઇએ. પૃથ્વી, આપ, તેજ, વાયુ, અને આકાશ એ પાંચે પ્રત્યેક પંચતત્વોમાં જ્યારે ચૈતન્યશક્તિ નથી, એ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થએલી વાત છે, ત્યારે આ પાંચ તત્વોમાં જ્ઞાનશક્તિ છે, એમ કહેવું કેવળ યુક્તિશૂન્ય છે. વળી એવું પણ એકમત અસ્તિમાં છે, કે જેમ ઑકસીજન અને હૈડ્રોજન, એ બે વાયુના મિશ્રણથી જલ ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે એ પંચ તત્વોના મિશ્રણથી, જીવ શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. આ સિદ્ધાંત કેટલે અંશે ખરો છે તે આપણે તપાસીએ. જીવ એ શક્તિ પ્રારંભથીજ પંચતત્વમાં અંશતઃ છે કે મિશ્રણાન્તર તે ઉત્પન્ન થાય છે? જો પ્રારંભથીજ તેમાં અંશતઃ તે શક્તિ હોય તોજ મિશ્રણાન્તર ઉત્પન્ન થાય. નહીં કે પ્રારંભમાં ન હોય ને મિશ્રણ થયાપછી ઉત્પન્ન થઈ જાય,

એ સ્વતઃસિદ્ધ છે. ચૈતન્ય પૃથ્વીમાં છે, અથવા તો સર્વ પાંચે તત્વોનું મેલન થયા પછી ઉત્પન્ન થાય છે, આ બેમાંથી એક પણ વાત માનવીજ જોઇએ. જીવાત્મા જો પંચતત્વોનું એક રૂપાન્તર માનીએ તો પાંચે તત્વમાં તે પ્રથમથીજ અંશતઃ હોવું જોઇએ. હવે જીવ એ શરીરનો એક અંશ છે, કે જીવ અને શરીર પૃથક્ પૃથક્ છે એ વિષે વિચાર કરીએ. જે પ્રમાણે સૂર્યનો પ્રકાશ સૂર્યને છોડી શકતો નથી, અને ગુણી મનુષ્યનો ગુણ તેને છોડતો નથી, તેમજ જો જીવ શરીરનો એક ગુણ માન્યો હોય, તો તેને છોડી શકતો નથી. એટલે કે શરીર મૃત થયા પછી તેને શરીરથી ભિન્ન થવું ન જોઇએ. પરંતુ શરીર મૃત થતાંજ જીવાત્મા તેનો વિયોગ કરી જાય છે. એ ઉપરથી શરીરનો તે એક અંશ છે એમ કહી શકાય નહીં.

સાંપ્રતકાળમાં અમારૂં જે કર્તવ્યકર્મ છે તે તરફ લક્ષ નહી દેતાં મોઢેથી અજ્ઞાનીની માફક બકવું એજ અમે લઈ બેઠા છઇએ તેથીજ વિચાર શક્તીનો ઘણે અંશે લોપ થતો ગયો છે. એ કેટલું શોકજનક છે! અજ્ઞાનતાને લીધે આપણે જાણી શકતા નથી તેમજ સમજી શકતા નથી કે આપણી સ્થિતિ પૂર્વે કેવી હતી અને હાલ કેવી છે? સંસ્કૃતમાં જેને યોગ કહે છે, અને જે જ્ઞાન અમારા ઋષી મુનીઓની માફક ભાગ્યેજ ઇતર લોક જાણતા હતા, તે હવે યુરોપ અમેરિકા વિગેરે દેશોમાં 'મેસ્મેરીઝમ'ના નામથી લોકની જાણમાં આવવા લાગ્યું છે. મહાભારતના શાંતિપર્વમાં એક એવી કથા છે કે, 'જનક રાજાની કચેરીમાં એક સુલભા નામની બાલા યોગવિદ્યા પારંગત થઇને આવી હતી.' તાત્પર્ય માત્ર એટલુંજ કે, આર્યાવર્તમાં નાની

નાની બાલાઓને પણ યોગવિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન હતું. યોગ વિદ્યાના પ્રભાવથી, અથવા હાલના વિદ્વાન વર્ગના કહેવા પ્રમાણે 'મેસ્મેરીઝમ' થી શરીરની આંતર રચના જાણી શકાય છે, અને તેથી અનેક રોગ સારા થાય છે. ઇંદ્રીઓના યોગે કરીને જે કાર્ય થઇ શકતું નથી તેજ કાર્ય જેનાથી થઇ શકે, તે એક સ્વતંત્ર શક્તિ હોવી જોઇએ. અને તેજ શક્તિ તે આત્મા.

જેને અમે આત્મા માનીએ છૈયે, તેને હાલના ડાકટરલોક 'બ્રેન' માને છે. અને વળી વિશેષ એવું પણ તે લોકો માને છે કે, એ બ્રેન અન્ય ઇંદ્રિયવત્ શરીરનો એક અંશજ છે. ત્યારે આધુનિક ડાકટરોના કહેવા પ્રમાણે, જો મનુષ્ય સ્થૂલ શરીરનો હોય તો તેનો આત્મા પણ વિશાલ હોવો જોઇએ, પણ શરીરની વિશાલતા પ્રમાણે આત્મા વિશાલ હોતો નથી.

કેટલાએક પુરૂષનું કહેવું એવું છે કે 'મેસ્મેરીઝમ'ના યોગથી વિવિધ વર્તમાન સમજાય છે, અને તેજ પ્રમાણે પૂર્ણ યોગાભ્યાસના સાધનથી પુનર્જન્માદિ સ્થિતિ જાણવામાં આવે છે, એ વાત અશક્ય છે.' આજ આપણા દેશમાં સો બસોં વર્ષ અગાઉ, લોકોને આપણે કહ્યું હોય કે યુરોપ દેશમાં બેલ, ઘોડા, વગર એક જાતની ગાડી માત્ર અગ્નિ અને પાણીના સાધનથીજ ચાલે છે, તો તે લોક આપણને મૂર્ખગણી કહાડત. રેલ્વે નિકળતાં પહેલાં વિમાનની વાત કોઇ ખરી માનત નહીં. તેજ પ્રમાણે પુનર્જન્મની અને આત્માના અસ્તિત્વ પણની વાત છે. અમારી ગાઢ અજ્ઞાનતાને લીધે અમે લોક એ વાતને જરાપણ ખરી ન માનતા, એવા મોહા વિદ્વાન થઇ પડયા છૈયે કે, જે અં-

યોમાં એવા મહાન વિષયો લખ્યા છે, તે ગ્રંથો માત્ર મનરંજક અરેબિયન નાઇટસની વાતો છે, એમ સ્પષ્ટ માનીએ છૈએ. પણ પૂર્વની સ્થિતિ, હાલ આપણ જેવી માનીએ છિએ તેવી ન હોતી. જે પ્રમાણે સૂર્યના કિરણો જગ્યા મળે છે તે તે ઠેકાણે પ્રસરે છે, તેજ પ્રમાણે યોગીઓની શક્તિ યોગના પ્રભાવ પ્રમાણે વૃદ્ધિંગત થાય છે. આત્મા ચર્મચક્ષુથી જોવામાં આવતો નથી, તે માત્ર જ્ઞાનચક્ષુથીજ જોઇ શકાય છે. શરીર અને આત્મા એ બે ભિન્ન છે. જેમ તપ્ત લોહમાં રહેલી અગ્નિ તેનાથી જુદી છતાં જેમ તે જોવામાં આવતી નથી, પણ વસ્તુતઃ તે લોહથી જુદીજ છે, તેમજ શરીર અને આત્મા પણ જુદા જુદાજ છે.

હવે આપણે ઇંદ્રિઓની માફક આત્મા એક ભિન્ન વસ્તુ છે કે કેમ તે જોઇએ. પ્રત્યેક અવયવોમાં આત્મા હોતો નથી. સર્વ અવયવ મળીને આત્મા થાય છે. ફૂલ લાલ, સુગંધીમય, અને કોમલ છે, તે જોવાનું અને તપાસવાનું કામ જુદા જુદા અવયવોનું છે. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે, કે ઇંદ્રિઓ કંઇ આત્મા નથી. તેજ પ્રમાણે મનની વાત છે. જે પ્રમાણે અક્ષિની શક્તિ જોવાની છે, તેજ પ્રમાણે મનની શક્તિ જાણવાની છે. મન એ કાંઇ સાક્ષાત્ જીવ નથી. તાત્પર્ય માત્ર એટલુંજ કે જીવ એ ઇંદ્રિઓથી સર્વથા ભિન્ન છે.

ત્રણ પદાર્થની અંદર આખી સૃષ્ટીનો સમાવેશ થએલો છે, એમ ઋગ્વેદમાં જણાવેલું છે. 'द्वा सुपर्णा सयुजा सखाया समान वृक्षं परिशश्व जाते इत्यादि' તે ત્રણ પદાર્થ પ્રકૃતિ, જીવાત્મા, અને પરમાત્મા છે. જીવ એ શરીરથી ભિન્ન છે. શરીરનો નાશ થાય છે, પણ જીવનો નાશ થતો નથી. તે અનાદ્યનન્ત છે. 'नैनं च्छिदंति शस्त्राणि नैनं दहति पावकः'

એટલે અગ્નિ યા પાણી યા શસ્ત્ર તેનો નાશ કરી શકતા નથી. આથીજ-સિદ્ધ થાય છે કે જીવ એ સ્વતંત્ર છે. કીડીથી તે હાથી સુધી સર્વને જીવ છે. 'अहमस्मि' 'I am' 'હું છું' એમ પ્રત્યેક માણસ કહે છે. આપઆપણા જીવના રક્ષણ માટે દરએક પ્રાણી પ્રયત્ન કરે છે. એજ બતાવી આપે છે કે જીવનું અસ્તિત્વ સર્વ માન્ય છે.

'Evolution Theory' અને 'સાંખ્ય શાસ્ત્ર'માં સૃષ્ટીની ઉત્પત્તિ સંબંધી વર્ણન કરેલું છે. આ વિષયમાં ચાર્લસ ડાર્વિન, હર્બર્ટ સ્પેન્સર, ઘણા ઉંડા ઉતરેલા જણાય છે. સર્વ પદાર્થનો સૂક્ષ્મ સૂક્ષ્મ વિચાર કર્યા પછી સાંખ્ય શાસ્ત્રમાં આત્માનો વિષય અતિ ઉત્તમ રીતિએ સમજાવેલો છે. જેમ અન્નમાંથી દુધ, દુધથી દહીં, દહીંથી માખણ, માખણથી ઘી, અને ઘીથી બાષ્પ વિગેરે અનેક રૂપાંતર થાય છે તેમજ શરીરની સ્થિતિ પણ છે. અન્નથી વીર્ય, વીર્યથી ગર્ભ, ગર્ભથી ઉત્પત્તિ, પછી બાલ્યાવસ્થા, શિશ્વાવસ્થા, કિશોરાવસ્થા, સ્થવિરાવસ્થા, વૃદ્ધાવસ્થા, અને અન્તે મૃત્યુ, એવા શરીરના અનેક રૂપાંતર થાય છે. શરીરના સઘળા અવયવોમાં આત્મા રહેલો છે. એના અનસ્તિત્વનો અભાવ છે. આપણે સર્વ પદાર્થ જાણિએ છૈયે, અને જાણવું એ એક ચૈતન્યશક્તિ નો ગુણ છે. અને તે ચૈતન્ય શક્તિ આત્મા વગર હોતી નથી. સૂર્ય હોય તોજ પ્રકાશ હોય છે. રાત્રીએ સૂર્યાભાવે પ્રકાશનો પણ અભાવ છે. પ્રકાશ દેખાય છે ત્યારે સૂર્ય હોવો જોઇએ એમ માનવું જોઇએ. તેજ પ્રમાણે અમે જાણિએ છૈએ એટલે કે અમારામાં ચૈતન્યશક્તિ છે. એ ઉપરૂથી આત્મા છે એમ સ્પષ્ટ માલમ પડે છે. ચૈતન્યશક્તિ છે તેથીજ શરીર સંબંધી સર્વ

વ્યાપાર બને છે. તે જો નહોય તો તાબડતોબ સઘલું કથલી જાય. હાલના ડાકટરોને, જ્યારે 'જીવ છે કે નહી' એ શકભરેલી વાત છે, ત્યારે અમારા પ્રાચીન વિદ્વાન વૈદ્યો એ વિષયમાં સારૂં જ્ઞાન ધરાવતા હતા. ચરક, શુશ્રુત ગ્રંથોમાં અષ્ટધાતુ વર્ણવેલી છે, તેમાં જીવ એ પણ એક છે. હાલની વિદ્ૃદ્વર્ય મંડલીની બુદ્ધિ, સાકાર પદાર્થ જાણી શકે, પણ નિરાકાર પદાર્થ જાણતાં તે કુંઠિત થઇ જાય છે. જે પદાર્થનું જ્ઞાન ઇંદ્રિઓથી થવાનું નથી તેને માટે ઇંદ્રિઓનોજ ઉપયોગ કરિએ તો તે આપણી કેવી મોટી ભુલ છે! આપણા પેટમાં દુખતું હોય તો તે આપણે આંખે જોઇ શકતા નથી, યા કાને સાંભળી શકતા નથી. તે જાણવાને બુદ્ધિનીજ જરૂર છે. તે પ્રમાણે અતીંદ્રિય વાત જ્ઞાનથીજ સમજી લેવી જોઇએ.

વૈશેષિક શાસ્ત્રમાં કહેલું છે કે 'आत्मान्यात्म मनसो संयोग विशेयादात्म प्रत्यक्षं' એટલે મન અને આત્મા એ બેનો વિશેષ સંબંધ થવાથી આત્માનું જ્ઞાન યથાર્થ થાય છે. તેનો વિશેષ સંબંધ નહી થયો હોય તો તે જ્ઞાન થતું નથી. આત્મા અને મનનો સંબંધ હમેશનો છે. પરંતુ તે સંબંધથી આત્મબોધ થતો નથી એમ કણાદ ઋષીનું પણ કહેવું છે. હાલના જેન્ટલમેનની માફક ઇરાનીઓના હૉટેલમાં જઇને આઇસ, સોડા, શરબત, વિગેરે વસ્તુઓનો ઉપભોગ લઇને વ્યર્થ ગપ્પા મારનાર આગલા પુરૂષ ન હોતા. પણ ઉદરપોષણ નિમિત્ત ધાન્યનો એકેક કણ વીણીને, નિર્જન વનમધ્યે રહીને, જન સમૂહને અતિ ઉપયોગી એવા પરમાત્માના વિષયના વિચારમાં અહર્નિશ કાલ ક્રમણા કરતા હતા. પોતાનું સર્વ આયુષ્ય આવા સૂક્ષ્મ વિચારમાં

આપણા લાભ માટે ગાળ્યું છે, તેથી એવા મહાત્માઓના વિચાર ઘણાજ કિમતી અને મહત્વના હોવા જોઇએ. હર્બર્ટ સ્પેન્સર જેવાં ગ્રંથકારોના એક બે ગ્રંથો વાંચી હાલના તરૂણ વિદ્વાનો આપણા પ્રાચીન ઋષીઓને નિંદે છે, એ કેટલું શોકજનક છે! આપણા- ઋષીઓએ જેજે માર્ગ અને જે જે શિક્ષા બતાવી છે તેને અવલંબી ન રહેતાં જ્યારે અમે જીવાત્મા છે કે નહી એવી શંકાઓ, તેઓના બતાવેલા માર્ગ જોયા શિવાય કાઢિએ, તો હે ભાઇઓ! એમાં દોષ આપણો કે આપણા પ્રાચીનગુરૂજનોનો? મારા હાથમાં આ એક લાકડી છે, તે એક અંધ પુરૂષને બતાવી હોય અને તે વિષે તેને ઘણુંએ કહ્યું હોય તથાપી તેની કલ્પનામાં એ ન ઠસતી હોય તો તે ઉપરથી શું આપણે એમ માનવું કે તે વસ્તુતઃ લાકડી નથી. અંધને દ્રષ્ટી નથી, તેમાં આપણો શો ઈલાજ? તે પ્રમાણે આપણને આત્મા વિષે જ્ઞાન થતું નથી, તેથી એમ નહી કહી શકાય કે આત્માસ્તિત્વ નથી. ન સમજવું એ દોષ આપણોજ. આપણે આત્મ વિષયક વિષયનો યથા યોગ્ય વિચાર કરતા નથી પણ એકદમ યથા રૂચી નિશ્ચય કરી બેસિએ છૈયે, એ કંઈ ઉત્કૃષ્ટ માર્ગ નથી. હાલના ડાકટરોનું એવું મત છે કે "ચૈતન્યશક્તિ બ્રેનમાં (મગજમાં) રહે છે. ક્રિયાજનક અને જ્ઞાન જનક એવા બે તંતુ બ્રેનમાંથી નિકળી શરીરના સર્વ ભાગમાં પસરેલા હોય છે, અને તેથીજ સગળો વ્યવહાર ચાલે છે." એ ભાઇઓને અમારે એ વિષયમાં એટલું પુછવાનું છે, કે જ્યારે સર્વ શરીરમાં જ્ઞાનતંતુ પ્રસરેલા છે ત્યારે એવી કલ્પના કરો કે આપણા હાથમાં મહાવ્યથા

કારક એક ગોડ થયું છે, એની વેદના જાગૃત અવસ્થામાં થાય છે. પરંતુ જ્યારે આપણે ગાઢ નિદ્રાવશ થયા હોઇએ છૈએ ત્યારે એ દુઃખનું સ્મરણ રહેતું નથી. એનું શું કારણ? ત્યારે પણ જ્ઞાનતંતુ ત્યાંહ હોય છે, અને નિદ્રામાં દુઃખનું ભાન થતું નથી. એ ઉપરથી આપણ સર્વને સ્પષ્ટ માલમ પડે છે કે જ્ઞાનતંતુ અને જીવાત્મા એ ભિન્ન ભિન્ન વસ્તુ છે. મગજમાં જ્ઞાનશક્તિ છે એ ડાકટરોનું કહેવું ભુલ ભરેલું છે. એ લોકોના કહેવા પ્રમાણે શરીરમાંના પ્રત્યેક પરમાણુ ૪૦ દિવસે પોતાનું સ્થાન છોડી બિજી જગ્યાયે જાય છે. એ તેની ક્રિયા એક સરખી અવ્યાહત છે. હાથના પોંચાના પરમાણું કેટલાક વર્ષે પગના તળીયામાં યા તો શરીરના કોઇ પણ બિજા ભાગમાં જોવામાં આવે છે. એ પ્રમાણે સાત વર્ષે તે સર્વ પરમાણુ બિલકુલ નિકળી જઇ તેની જગ્યાએ બિજા નૂતન ઉત્પન્ન થાય છે. યદિ એક પુરૂષ એક વર્ષ અથવા ષણ્માસ પર્યંત દરરોજ પાંચ શેર પેંડા ખાય તો આ ક્રમ પ્રમાણે કેટલી ખાંડી પેંડા તેનાં પેટમાં હોવા જોઇએ? અને તેનું પેટ કેટલું ફુલીજવું જોઇએ? પરંતુ એવું થતું નથી. જેમ ગંગાનું પાણી અગાડી વધે છે અને તેની જગ્યાએ નવું જળ આવે છે તેજ પ્રમાણે આપણા શરીરની સર્વથા સ્થિતિ છે. અર્થાત્ દરેક વસ્તુનું રૂપરૂપાંતર થઇને આખરે તે નાશને પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે સાત વર્ષે જ્યારે શરીરના સર્વ પરમાણુઓ નિકળી જઇ બિજા નૂતન ઉત્પન્ન થાય છે, ત્યારે જે દૃષ્ટાંત હવે હું કહું છું તેની સાથે કેટલે અંશે તે યથાર્થ નિવડે છે તે જુવો!

એક બ્રાહ્મણને છ વર્ષનો એક છોકરો વેદાધ્યયન સારૂ કાશી ગયો

હતો. તે ત્યાંહ સાઠ વર્ષની વય સુધી રહી અધ્યયન પુરૂં કરી હવે સ્વદેશ પાછો ફર્યો છે. બાલપણમાં જે વસ્તુઓ તેના જોવામાં આવી હતી તેતે વસ્તુઓનું સ્મરણ હાલ તેને છે. આટલા લાંબા સમયે પણ તેની જ્ઞાનશક્તિ અને સ્મરણ શક્તિનો નાશ થયો નથી. આવે પ્રસંગે ડાકટરોના મતનું વાસ્તવિકપણું કેટલું તે જણાઇ આવે છે. એક વાર બેવાર, એ પ્રમાણે ક્રમે કરી દશવાર જ્યારે જ્ઞાનતંતુ નવા ઉત્પન્ન થાય છે ત્યારે સ્મરણ શક્તિ રહેવી ન જોઇએ. પરંતુ વાસ્તવિક રીતે એ ખરૂં નથી. જો પરમાણુ જ્ઞાનતંતુ હોય તો જ્ઞાનનો નાશ થવો જોઇએ, પરંતુ એમ થતું નથી. જ્ઞાનતંતુ અને આત્મા એ ભિન્ન છે. હવે સ્પષ્ટ દેખાશે કે પરમાણું શરીરમાંથી નીકળે છે પણ આત્મા નીકળતો નથી. તે તો સહી સલામત છે. અને તેનાથીજ માત્ર જ્ઞાન થાય છે. એતદ્‌વિષય જ્ઞાન પ્રાપ્તિ અતિ શ્રમ સાધ્ય છે.

વૈદિક લોકોનું એવું માનવું છે કે જીવને ઉત્પત્તિ યા નાશ નથી. ક્રિશ્ચિયન અને મુસલમાન લોક જીવને સાદ્યંત માને છે. તેઓનું કહેવું સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ છે. કારણ જેની ઉત્પત્તિ તેનો નાશ, એ નિયમ છે. જીવને જે અવિનાશી માને છે તેઓ પુનર્જન્મને પણ માને છે. વળી કેટલાએક પુનર્જન્મ કબુલ કરતા નથી. પરંતુ એ વિષય ઘણો સૂક્ષ્મ છે. સંસ્કૃતમાં એ વિષય ઉપર એક ગ્રંથ છે. જે હાલના અમારા બી. એ. એમેઓને પણ સમજવો મુશ્કીલ છે.

ઇશ્વર, જીવાત્મા, પુનર્જન્મ ઇત્યાદિ ન માનનારાઓ પ્રત્યે અમારો પ્રશ્ન છે કે તમારી શંકાના મુળ હેતુ શું છે? પ્રશ્ન કરવામાં ચાર ઉદેશ સમાયલા હોય છે. પ્રથમ તેની માહિતી મેળવવા માટે,

બીજો અનુમત લેવા સંબંધી, ત્રીજો માહિતી કરાવવા સારૂ, અને ચોથો માત્ર કુત્સિત રીતે દોષ કાઢવા સંબંધી. આ ચાર પ્રકારમાંથી તમારો પ્રશ્ન ક્યા પ્રકારનો છે? ખરો ધર્મજીજ્ઞાસુપણે પુછનારા વિરલાજ; પરંતુ માત્ર નિંદા એજ ઉદ્દેશવાળા અસંખ્ય. આ જગતમાં સૃષ્ટિના નિયમ પ્રમાણે પ્રત્યેક વસ્તુનું રૂપાન્તર થાય છે. તેજ પ્રમાણે જીવનું રૂપાંતર શું ન થવું જોઇએ? સૂક્ષ્મપણે અને શાંત ચિતે વિચાર કરનારને તાત્કાલિક માલમ પડી આવશે કે, પુનર્જન્મ છે, યા નથી. જે પ્રમાણે શરીરમાં રજ, માંસ, ઉત્પત્તિ, વૃદ્ધિ, નાશ, વિગેરે ભિન્ન ભિન્ન રૂપાન્તર થાય છે, તે પ્રમાણેજ જીવના પણ થવા જોઇએ, અને તેજ પુનર્જન્મ છે. એક જન્મ છોડી બીજો જન્મ ધારણ કરવો એ જીવનું રૂપાન્તર કહેવાય છે. પુનર્જન્મ નહીં માનનારા પુરૂષોનો એવો આક્ષેપ છે કે "પુનર્જન્મ જ્યારે અસ્તિત્વ ભોગવે છે ત્યારે અમને પૂર્વજન્મનું સ્મરણ કાં રહેતું નથી? જ્યારે અમને પુનર્જન્મની સ્મૃતિ રહેતી નથી ત્યારે પુનર્જન્મ નથી એમ માનવું જોઇએ" આ તેઓનું કહેવું ઉપર ઉપરથી જોતાં ખરૂં ભાસે છે, પરંતુ એ શંકાનું સમાધાન કેવી રીતે છે તે જુવો!

જીવ જે ઠેકાણેથી આવે છે તે ઠેકાણેનું જ્ઞાન તેને હોતું નથી. મુસલમાન લોક એમ માને છે કે જીવને ઇશ્વર સ્વર્ગમાંથી આ સંસારમાં મોકલે છે, ત્યાંથી તે માતાના ગર્ભમાં પ્રવેશ કરે છે. પરંતુ આપણે ક્યાંથી આવ્યો તેનું જ્ઞાનં તેને હોતું નથી. જીવનું જ્ઞાન જ્યારે જીવને હોતું નથી ત્યારે શું આપણે એમ માનવું યોગ્ય છે કે જીવ નથી? વળી જ્યારે આપણ છ મહીનાના બાળક હતા ત્યારે આપણી

મા કોણ, બાપ કોણ, અને બેહેન કોણ એ જાણતા ન હોતા, તેથી ત્યારે આપણને માબાપ, ભાઇ બેહેન વિગેરે કોઇ પણ ન હોતું એ માનવું શું યોગ્ય છે? એજ પ્રમાણે પુનર્જન્મ સંબંધી વાત છે. જેમ બીજમાં વૃક્ષત્વ રહેલું છે, પરંતુ તેને પાણી પાઇ ઉછેરીએ નહીં, અને જોઇએ તેવી તજવીજ કરીએ નહી, તો તેનું વૃક્ષત્વ હોતું નહોતું થઇ જાય; તે પ્રમાણે જીવ વિષે પણ સમજવું. સામાન્ય શક્તિ અને વિશેષ શક્તિ એવી જીવની બે શક્તિ છે. જાગૃતાવસ્થામાં સામાન્ય શક્તિ અને વિશેષ શક્તિ, યથાસ્થિત્ હોય છે. સ્વપ્નાવસ્થામાં વિશેષ શક્તિ સૂક્ષ્મ સ્વરૂપમાં હોય છે, અને સુષુપ્તિમાં તેનો લય થાય છે, તેથી તેને કંઇપણ જાણવાની શક્તિ રહેતી નથી. જ્યાં સુધી જીવની શક્તિ બરોબર ઠેકાણે હોય છે ત્યાં સુધી તે સર્વ જાણી શકે છે. પણ જ્યારે તે ઠેકાણે હોતી નથી, ત્યારે તે કંઇ પણ જાણી શકતી નથી. બાલ્યાવસ્થામાં જે જે વાતો બનેલી હોય તેનું આપણને સ્મરણ રહેતું નથી, તેથી તે વેળાએ કાંઇ બન્યું નથી, અથવા જીવ નહોતો એમ શું માની શકાય કે? તે સમયમાં જ્ઞાન શક્તિ ઘણીજ સૂક્ષ્મ અવસ્થામાં હોય છે.

પતંજલી ઋષીએ યોગથી પુનર્જન્મ જાણી શકાય છે એમ નિવેદન કરેલું છે. મહા ભારતમાં એ વિષય સંબંધી અનેક દૃષ્ટાંતો છે. યોગશક્તિ ઘણીજ વધારવી જોઇએ. પણ અમારા જેવા મધ્યમ સ્થિતીના માણસોથી તે બનતું નથી. કેટલાએક માત્ર એક માર્ગી અંગ્રેજી ગ્રંથો વાંચી, મનમાં સાચા જુઠા તેઓના વિચાર જે ગમે તેવા હોય તે ઠસાવી, વિદ્વત્તાનું ડોળ ઘાલી, આપણા શાસ્ત્રમાં સર્વ

જુદું છે એમ કહેનારાઓને, આપણા શાસ્ત્રની ખરી ખુબી શું છે તેની શું ખબર પડે? અમારા પુર્વજો મૂર્ખ હતા; અને અમારો ધર્મ કેવળ ખોટો છે; અમારામાં કાંઇ પણ પુરૂષાર્થ નહોતું; એવા શબ્દો હાલના વિદ્વાન વર્ગના મુખમાંથી નિકળવા અને તે સાંભળવા એ શું થોડા દુર્દૈવની વાત છે? જ્યારે હાલના એક અંગ્રેજી પ્રામાણિક ગ્રંથકારો આપણી કલા કુશલતા વિષે મોટા વિચાર ધરાવે છે, અને પોતાના ગ્રંથમાં સ્પષ્ટ રીતે કબુલ કરે છે કે, આ દેશમાંથીજ સર્વ વિદ્યા અમારે ત્યાં આવી છે, ત્યારે આપણા ભાઇઓ (અલ્પ જ્ઞાની) માત્ર નિન્દક ગ્રંથો વાંચી આપણી નિન્દા કરે, એ કેટલું શોક—જનક છે? પૂર્વે આર્યાવર્ત સર્વ કળાનું મુખ્યસ્થળ હતું. તેને વિષે પ્રસિદ્ધ રાજકવી રાજા ભર્તૃહરી એમ કહે છે કેઃ—

पुरा विद्वत्तासीदुपशमवतां क्लेशहतये
गता कालेनासौ विषयसुखसिद्ध्यै विषयिणाम् ।
इदानीं तु प्रेक्ष्य क्षितितलभुजः शास्त्रविमुखान्
अहो कष्टं सापि प्रतिदिनमधोऽधः प्रविशति ॥ १ ॥

એક ખ્રિસ્તી મિશનરી બિશપે પોતાના વ્યાખ્યાન પ્રસંગે કહયું હતું કે, જોકે અમારા ધર્મશાસ્ત્ર (બાયબલ) માં પુનર્જન્મ સંબંધી કાંઇ પણ નિવેદન કરેલું નથી, તોપણ પુનર્જન્મ માનનારાઓને અમારાથી કાંઇ પ્રત્યુત્તર કરી શકાય એમ નથી. ઇશ્વર ન્યાયી છે એમ જગતના સર્વ શાસ્ત્રોનો સિદ્ધાંત છે. તેનાથી કાલત્રયમાં પણ અન્યાય થઇ શકતો નથી, ત્યારે કોઇ અંધ, કોઇ લંગડો, કોઇ દરિદ્રિ, એમ અનેક લોક દુઃખી જોવામાં આવે છે એનું કારણ શું? ઇશ્વરના ન્યાયી

રાજ્યમાં વિનાકારણે આમ બની શકે ખરૂં? પોતાના શુભાશુભ કૃત્ય પ્રમાણે સર્વને ન્યાય રીતીથી શિક્ષા મળવીજ જોઇએ, અને જ્યારે તે આ જન્મના કર્માનુસાર ન હોય, ત્યારે તે અન્ય જન્મકૃત કર્મનું પરિણામ હોવું જોઇએ. વળી પુનર્જન્મ નહી માનનારા પ્રત્યે એવો પ્રશ્ન છે કે, જે પુણ્ય કરે છે તેને સ્વર્ગની પ્રાપ્તી થાય છે, અને જે પાપ કરે છે તે નરક સેવે છે. ત્યારે જે પુણ્ય પણ કર્તો નથી, અને પાપ પણ આચરતો નથી, પણ મધ્યમપણે જે વર્તે છે તેઓને મરણાંતર કેવી સ્થિતિ પ્રાપ્ત થાય છે? સ્વર્ગપ્રાપ્તિ થાય એવું પુણ્ય ન આચરવાથી જ્યારે સ્વર્ગ મળતું નથી, અને નર્કપ્રાપ્તિ થાય એવું પાપાચરણ ન કરવાથી નર્ક પણ મળતું નથી, ત્યારે તેની અગાડી કેવી ગતી થશે? આ પ્રશ્નનો પ્રત્યુત્તર કોઇ આપી શકે એમ છે? એને પુનર્જન્મ લેવો પડે છે. એથીજ પુનર્જન્મ છે એ સ્પષ્ટ છે. બિજી અનેક યુક્તિથી એ સિદ્ધ થઇ શકે છે. પરંતુ સમય ઘણો થઇ જવાથી વિશેષ વિવેચન હાલ કરવું, હું યોગ્ય ધારતો નથી. ઇતિશુભમ્.



# ભાષણ ૨ જું.

## મનુષ્ય જન્મની સફલતા.

તા. ૧૫ જુલાઇ સને ૧૮૯૪ ને દિવસે ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટમાં રાવબહાદૂર ઓનરેબલ જસટીસ મહદેવ ગોવિંદ રાનડેના અધ્યક્ષપણા નીચે બ્રહ્મચારી શ્રી નિત્યાનંદજી મહારાજે મનુષ્યજન્મની સફલતા એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું. તે નિચે મુજબઃ

આજનો મારો વિષય 'મનુષ્ય જન્મની સફલતા' એ છે. એ સફલતા મનુષ્યને કેવી રીતે પ્રાપ્ત થાય તે વિષે મારે આજે વિવેચન કરવાનું છે. મનુષ્યની પ્રકૃતિ અનેક તરેહની છે. પરંતુ આ જગત્-મધ્યે સર્વ મનુષ્યજાતીનો વિદ્વાન અને અવિદ્વાન એવા બે ભાગમાં સમાવેશ થઇ શકે છે. અવિદ્વાન લોક રેલ્વેના ઇંજીનની ગતી પ્રમાણે વર્તનારા હોય છે. તેઓમાં સારાસાર વિચારનો અભાવ હોય છે. ઇનજીન ફકત ચાલવું એજ જાણે છે; અમુક ઠેકાણું કયું નિશ્ચિત સ્થાન છે, આ ભાવનગર છે કે સુરત, એ વિષે તેને લેશમાત્ર પણ ભાન હોતું નથી. તદ્વત્ અવિચારી લોકોનું વર્તન હોય છે. તે 'गता-नुगतिकत्वा' પ્રમાણે ખાન પાનમાં નિમગ્ન રહી, પોતાનું સર્વ આયુ નિરર્થક ગુમાવે છે. આપણું શું કર્તવ્ય છે, અથવા આપણો જન્મલાભ શો છે, તે વિષે તેઓને યત્કિંચિત્ જ્ઞાન યા ભાન હોતું નથી. આપણું શું કર્તવ્ય છે, તે મનુષ્ય માત્રે અવશ્ય જાણવું જોઇએ. અથર્વ વેદમાં નિવેદન કરેલું છે કે यथा अहान्यनुपूर्वं भवन्ति यथर्तव ऋतुभिर्यान्ति साकम । 'જેમ દિવા રાત્રી તેમ ઋતુ એક પછી એક અનુક્રમે આવે છે; તે પ્રમાણે હે મનુષ્ય! તું તારૂં કર્તવ્ય કર.' તમે તમારૂં કર્તવ્ય અક-

र्निश नियमित समये करो ? जे प्रमाणे शाळाना विद्वान शिक्षको एशिया खंडनी भूगोल शिखवतां पहेलां पोताना शिष्योने तेनुं सामान्य ज्ञान आपे छे, ते पछी प्रत्येक देश विशेष ज्ञान बोधे छे, अने तेनुं उत्तम रितीए ज्ञान मनपर ठसाववा सारु जेम नकशानी मदद ले छे, कारण के पुस्तक द्वारे भूगोल ज्ञान उत्तम थवानो संभव नथी, ते प्रमाणे वेद रुपी पुस्तक, अने सृष्टिरुपी नकशाना आधारे मनुष्यनुं कर्तव्य शुं छे ते परम कृपाळु ईश्वरे आपण सर्वने बतावेलुं छे. ते आप भाईओनी समक्ष आजे हुं यथाशक्ति निवेदन करुं छुं.

जे पृथ्वी उपर आपणे वास करी रह्या छैए ते पोतानुं कर्तव्य करवामां कदी चुकती नथी. दररोज चोवीस कलाकमां ते एकवार पोतानी आसपास फरे छे, अने वर्षनी एकवार सूर्यनी प्रदक्षिणा करे छे. आप, तेज, वायु, आकाश सूर्य, चंद्र, विगेरे पण पोताना कार्यमां चुकता नथी. जड वस्तु विषे न बोलतां हालचाल करनारा प्राणी तरफ लक्ष दइशुं तो मालम पडशे, के ते पण पोत पोतानुं कर्तव्य योग्य रीतीए कर्या जाय छे. तेज प्रमाणे आपणी इंद्रिओ पण पोत पोतानुं कर्तव्य यथा नियम पाळे छे. आ ब्रह्मांडमां एवी एक पण वस्तु दृष्टिपथमां आवती नथी, के जे पोतानुं कर्तव्य नहि बजावती होय. त्यारे सर्वथी श्रेष्ठ अने ज्ञानी एवो जे मनुष्य प्राणी, ते जो पोतानुं कर्तव्य विसरी, व्यर्थ भाररुप थई पडे तो ते केटलुं दुःखद अने संताप जनक थाय ?

कर्तव्य ए विषय घणो विस्तृत छे. आपणुं कर्तव्य अनेक धा छे. परंतु आत्म रक्षण, जीविका, संतान रक्षण, समाज संस्था, मनोरंजन, अने धर्म व ईश्वरोपासना, एवा जे छ भागमां एनो समा-

વેશ થાય છે તે વિશે આપ આગળ હું સૂક્ષ્મ રીતિએ વિવેચન કરૂ છું. કારણ આપ સઘળાઓ બહુશ્રુત અને વિદ્વાનો છો.

આપણા ઋષી વર્ય અત્રી મહારાજે ચરક નામનાં ગ્રંથમાં જણાવેલું છે કે प्राणैषणा धनैषणा परलोकैषणेति आसान्तु खल्वैषणानां प्राणैषणा तावत् पूर्वतरमापद्येत कस्मात्प्राणपरित्यागेहि सर्वपरित्यागः " પ્રત્યેક મનુષ્યને પ્રાણની, ધનની, અને પરલોકની, એવી ત્રણ પ્રકારની ઇચ્છા હોય છે. પ્રાણનું રક્ષણ કરવું એ મનુષ્યનું પહેલું કર્તવ્ય છે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારેની પ્રાપ્તિ થવી એ મનુષ્ય જન્મ સફલતા છે, ને તે માત્ર પ્રાણને અવલંબીને રહયુ છે. જો શરીરની પ્રકૃતિ સારી નહોય તો એમાનું કાંઈ પણ બની આવતું નથી. માટેજ આત્મરક્ષણ એ મનુષ્યનું પહેલું કર્તવ્યકર્મ છે. પ્રત્યેક મનુષ્યે શરીર પ્રકૃતિ નિરોગી રાખવા માટે આરોગ્ય સંબંધી જ્ઞાન મેળવવું જોઇએ. પરંતુ એવું જ્ઞાન મેળવીને તદનુસાર પોતાના દેહનું રક્ષણ કરનારાઓ આપણા દેશમાંથી હાલ કેટલા મળી આવશે ? ઉષ્ણકાળમાં જ્યારે અતિશય તૃષા લાગે છે ત્યારે તે મટાડવા, સારાસાર વિચાર કર્યા વગર, ગટ ગટ ઘણું પાણી પીને પોતાનું શરીર બગાડનાર, આપણામાં થોડા મળી આવશે નહી. નિયમ વિરૂદ્ધ ચાલી પોતાનું આરોગ્ય બગાડનારના અનેક ઉદાહરણ મળી આવશે.

આં દેશમાં મજુરી કરી ગરીબાઇથી, અતી દુઃખે પોતાનું અને પોતાના કુટુંબનું યથાયોગ્ય સંરક્ષણ નહી કરનારા કાંઈ થોડા નથી. દિવસમાં મજુરી કરી બે ત્રણ આના પેદા કરનાર પોતાના બાળ બચ્ચાઓનું અને પોતાનું પોષણ જ્યારે બરોબર કરી શકતા નથી, ત્યારે તે દુઃખી જીવ એક મણ અનાજ ત્રણ કોશ લઈ જવાની શક્તિ

નહોય તો પણ ઉદર નિમિત્ત બે મણ અનાજ છ ગાઉ લઈ જઈ પોતાની પ્રકૃતિ બગાડે છે અને જલદી મોતના પંજામાં ફસાઈ પડે છે.

હવે મધ્યમ વર્ગના લોકોની સ્થિતિ જોઇએ. તેઓને પ્રાતઃ કાળમાં આઠ વાગે નોકરીપર હાજર થવું પડેછે. બાર બાર કલાક કામ કરવું પડે છે. ત્યારે નિર્વાહ પુરતો દશ પંદર રૂપીયાનો પગાર મળે છે. કામ કરી કરીને માંદા પડે છે. પણ તે બિચારા કરે શું? ખાવાને તો દરરોજ સવાર સાંજ જોઇએ? આવા પ્રકારની મધ્યમ લોકોની દુઃખાત્મક સ્થિતિ છે. મ્હોટા વિદ્વાનોની સ્થિતિ વળી જુદીજ છે. બી. એ. એ. મે. એલ. એલ. બી. વિગેરે પદ્વી મેળવવા માટે અતી શ્રમ કરવો પડે છે. ત્યારે તેઓને કંઈ સારી નોકરી યા રોજગાર મળે છે. પણ શરીરે બચારા ક્ષીણ થઈ જાય એટલે તેઓથી વિશેષ પરિશ્રમ થઈ શકતો નથી. ખાલી ભભકો મારવાને એ લોક ગાડી ઘોડામાં બેસી ફરે છે, આનંદ મેળવે છે. તેને જોઈ શાળાના વિદ્યાર્થીઓ એવી લાલસા કરે છે, કે આપણે બી. એ. એ. મે. થઇએ તો આવી મોજ મજાહ મારવાની મળે. તેથી અત્યંત શ્રમ લઈ શરીરની આરોગ્યતા સંભાળયા વગર વિદ્યાભ્યાસ કરે છે. વળી એ શિવાય શાળામાં અને કાલેજમાં ફિલોસોફી વિગેરે ગહન વિષય શિખવા માટે માથાં પછાડવા પડે છે, ત્યારે તે ધ્યાનમાં રહી શકે છે. વળી ઘરની પીડા તો જુદી. પોતે તો દુર્બળ, અને ઘરમાં સોળ સતર વર્ષની પોતાની સ્ત્રી હોય, ત્યાંહ પણ ઘર સંસાર સંભાળવો જોઇએ. તે પણ દુઃખમાં દુઃખ ઉમેરનાર, મહા મેહનતે એકાદી પરીક્ષા પારંગત થયા પછી નોકરી

મેળવવાની ઉત્સુકતા, તેમાં પણ વખતે નિષ્ફળતા. હવે શરીરનો શો દોષ ? મન બગડે છે, આંખો અંદર પેસી જાય છે, અને અન્ન પણ બરોબર પચતું નથી. આખરે તે બચારા જલદી યમદેવને શરણે પહોંચે છે. મનુષ્ય ગણત્રીથી માલમ પડી આવ્યું છે કે ઇતર લોક કરતાં ગરીબ બિચારા ગ્રાજ્યુએટ જલદી મરે છે. તેઓ જલદી મરે એવી ઇશ્વરની તેઓઉપર કંઈ અવકૃપા હશે કે શું ? આમ થવાનું કારણ એજ કે તેઓ ઉપર શિક્ષણ વિગેરેના ભારી બોજા આવી પડે છે.

પોતાનાં શરીરની પ્રકૃતિ નિરોગી રહેવા માટે થોડાજ લોકો એ વિષે વિચાર કરે છે. દરેક મનુષ્યને વૈદ્યક સંબંધી થોડીઘણી માહિતી હોવીજ જોઇએ. આશ્વીનમાં કારેલા ખાવાથી પિત્તનીવૃદ્ધિ થાયછે. અને કાર્તીકમાં દહી ખાવાથી જવરાદિક પ્રાપ્ત થાયછે. માટે અમુક ઋતુમાં અમુક વસ્તુનું સેવન કરવાથી, પ્રકૃતિ નિરોગી રહે એતત્સંબંધી જ્ઞાન પ્રત્યેક મનુષ્યને હોવું જોઇએ. વિશેષ કરીને વ્યાધી ઉપાધીનું મૂળ, આપણો પ્રમાદજ છે. વ્યાધી–ગ્રસ્ત થયા પછી ઔષધોપાય કરતાં કેટલી હાની થાય છે ? અત્યંત પ્રીય, એવા જે પુત્ર કલત્ર તે ગમતા નથી. કાર્યની ભૃંશતા, ઉપયોગી સમયનો નાશ, ઔષધોપચાર સંબંધી ખરચ, ઘરની સર્વ મંડળીની ચિંતાતુર હાલત, ડાક્ટર લોકોના કાલવાલાં વિગેરે એવી એવી અનેક આફતો આવી પડે છે કે એકવાર પ્રકૃતિ બગડી તે પૂર્વવત્ કાલત્રયમાં થતી નથી. પતંજલી ઋષીએં યોગશાસ્ત્રમાં નિવેદન કરેલું છેકે, 'हेयं दुःखमनागतं' એટલે પ્રત્યેક મનુષ્યે એવો પ્રયત્ન કરવો જોઇએ કે ભવિષ્યમાં દુઃખ

આવી પડે નહી. સર્વથી પહેલું કર્તવ્ય શરીર સંરક્ષણ છે. વ્યાધી થતા પહેલાં સર્વ ભાઇઓએ ખબરદાર રહેવું જોઇએ. હમેષ અન્ન કેવું હોવું જોઇએ તે વિષે આપણા ભાઇઓને કાંઈપણ માહિતી નથી એ શું થોડી શરમની વાત છે?

મનુષ્યની સાધારણ આયુર્મર્યાદા ૧૦૦ વર્ષની છે. ' शतं जीवेम शरदः शताम् ' એમ વેદમાં વર્ણવેલું છે. વળી ' त्र्ययुषं जमदग्नि ' વિગેરે પ્રમાણો છે. યોગાભ્યાસના બળથી ૩૦૦ વર્ષ પર્યંત મનુષ્ય જીવી શકે છે. પરંતુ સાંપ્રત કાળમાં ૧૦૦૦ માં ૧૦ અસામી ભાગ્યે સો વર્ષ સુધી જીવતા મળી આવે છે. એનું મુખ્ય કારણ એ છે કે આપણે બ્રહ્મચર્ય, આચરણ, ખાન પાન, પ્રત્યે બિલકુલ લક્ષ આપતા નથી. મનુષ્ય પ્રાણી, આત્મરક્ષણ શું છે એ બરોબર જાણતા હોય, અને શાસ્ત્રાધારે ચાલે તો સો વર્ષ પર્યંત સહજ જીવી શકે.

આપણું બીજું કર્તવ્ય 'જીવીકા' એ છે. શરીરનું પોષણ કરવા માટે મનુષ્યે કાંઇને કાંઇ ઉદ્યમ કરવોજ જોઇએ. ઉદ્યોગવિના કોઇનો પણ નિભાવ થઇ શકે નહી. સર્વજન ઉદ્યોગ કરે છે. પરંતુ તે યોગ્ય છે યા નહી એ વિષે ઘણા થોડાજ લક્ષ આપે છે. ઘણા પ્રારબ્ધને પકડીને બેસનારા હોય છે. હિંદુ, અને ખ્રિશ્ચન, મુસલમાન વિગેરે વિજાતીય લોકોનું પ્રારબ્ધનું માનવું એમાં મતભેદ છે. અમે અમારા પૂર્વજન્મોપાર્જીત કર્મને પ્રારબ્ધ સમજીએ છૈએ. અને તે લોક ખુદાની (ઇશ્વરની) ઇચ્છાને પ્રારબ્ધ માને છે. જે જે ફલપ્રાપ્તિ આપણને થાય છે તે સર્વ પૂર્વજન્મકર્માનુસાર છે એમ અમારૂં માનવું છે. પરંતુ વિનાઉદ્યમ માત્ર પ્રારબ્ધથીજ ફલપ્રાપ્તિ થતી નથી. મ-

હાભારતમાં લખેલુ છે કે 'यथा क्षेत्रं मृदूभूतं अद्भिराप्लावितं तथा। जनयत्यङ्कुरं कर्म नृणां तद्वत्पुनर्भवम्॥(भारत. शां. पर्व अ० ३२१ श्लोक ३२) પૂર્વજન્મનું ફલ બીજ રૂપ છે. તે બીજને ઉદ્યમ રૂપી ભૂમીમાં વાવ્યું ન હોય પણ પેટીમાં બાંધી, મુક્યું હોય તો તેના ફળ મળે ખરા કે? તેને યોગ્ય જગામાં વાવ્યું હોય, ખાતર નાખ્યું હોય, જલ સિંચન કર્યું હોય, તો ફલની આશા રખાય. પ્રકાશ અને દૃષ્ટી એ ઉભયના સંયોગે વસ્તુ દૃષ્ટીગોચર થઇ શકે છે. માત્ર પ્રકાશ યા માત્ર દૃષ્ટીથી, ઇપ્સિત ફલપ્રાપ્તિ થતી નથી. તેજ પ્રમાણે ઉદ્યોગ અને પ્રારબ્ધના સંયોગે ફલપ્રાપ્તિ સમજવી. માત્ર પ્રારબ્ધથી કાંઇ ફલ મલતું નથી. ઉદ્યોગને વિશેષ પ્રાધાન્ય આપેલું છે. મહાભારતમાં વ્યાસમુનીએ સુચવેલું છે કે 'यश्च दिष्टपरो लोके यश्चापि हठवादिकः उभावपि शठावेतौ कर्मबुद्धिः प्रशस्यते ॥ १ ॥ योहि दिष्टमुपासीनो निर्विचेष्टः सुखं शयेत ॥ अवसीदेत्स दुर्बुद्धिरामो घट इवोदके ॥ २ ॥ (भा० व० पर्व० अ० ३२) જે પુરૂષ પ્રારબ્ધપર સગળો વિશ્વાસ રાખી ઉદ્યોગ કરતો નથી, ને સ્વસ્થ બેસી રહે છે, તેનો નાશ થાય છે. સંસારમાં પ્રારબ્ધને અવલંબીને રહેનારા અને 'यद्भावि तद्भवति' એમ કહેનારા મૂર્ખ હોય છે. ઉદ્યોગ સિવાય સર્વ વ્યર્થ છે. ઉદ્યોગવિષે બુદ્ધિ રાખનારા પુરૂષ શ્રેષ્ટ હોય છે. હાલના પ્રસંગે જે મકાનમાં આપણે એકત્ર થયા છૈયે, તે કંઇ આપોઆપ પ્રારબ્ધથી નિર્માણ થયું નથી. જ્યારે અનેક પુરૂષોએ અનેક પ્રકારના ઉદ્યોગ કીધા, ત્યારે આ મંદીર અસ્તિત્વમાં આવ્યું છે. ઉદ્યોગથી શું કાર્ય થાય છે, અને પ્રારબ્ધપર વિશ્વાસ રાખ્યાથી મનુષ્ય કેવી સ્થિતીએ પહોંચે છે, તે ઇગ્લંડ અને

અમારો દેશ આ હિંદુસ્થાન એની સ્થિતિ જોવાથી સહજ સમજી શકાશે. જુવો શુક્રનીતિમાં કથન કરેલું છે કે 'धीमन्तो वन्द्यचरिता मन्यन्ते पौरुषं महत् ॥ अशक्ताः पौरुषं कर्तुं क्लीवा दैवमुपासते' જેનું ચરિત વંદનીય છે એવા મહાત્માઓ ઉદ્યોગનેજ શ્રેષ્ઠ માને છે. ઉદ્યોગ નહી માનનારા એવા જે હીજડા, તે પ્રારબ્ધ પ્રારબ્ધની બુમો પાડે છે, અને ઉદ્યોગ કરતા નથી. એક કવી એ કહ્યું છે કે उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीर्दैवेन देयमिति कापुरुषा वदन्ति ॥ दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या यत्ने कृते यदि न सिद्ध्यति कोऽत्र दोषः ઉદ્યોગથી લક્ષ્મી પ્રાપ્તિ અને સર્વ કાર્યસિદ્ધિ થાય છે. તેથીજ સર્વ ભાઇઓએ સર્વથા સર્વ દૈવ ઉદ્યોગ કરવો. ઉદ્યોગ કર્યા પછી જો 'यदि न सिद्ध्यति कोऽत्र दोषः' એ પ્રમાણે તે કવીનું વચન છે. એનો અર્થ અમારામાનાં મ્હોટા મ્હોટા પદવી ધરાવનારા એવો કરે છે કે યત્ન કર્યા પછી જ્યારે કાર્યસિદ્ધિ થતિ નથી ત્યારે તેમાં આપણને શું દોષ? આપણાથી જેટલું બન્યું તેટલું આપણે કીધું; હવે આપણો કાંઇ દોષ રહયો નથી. પરંતુ એમ અર્થ કરવામાં એ લોક મ્હોટી ભૂલ કરે છે. કવીનું કહેવું આ લોકોની સમજ પ્રમાણે નથી. 'कोऽत्र दोषः' અર્થાત 'यत्ने को दोषः' એટલે યત્નમાં શું ખામી રહી ગઇ છે જેથી, કાર્યસિદ્ધિ થતી નથી. અમારે માટે શું સર્વ શક્તિમાન ઈશ્વરે ઉદ્યોગ કરવો જોઇએ? અમારે જે રોટલીની હંમેશ જરૂર છે તે શું ઇશ્વર કરીને આપશે કે? ઇશ્વરનું કામ પૃથ્વી આદી સૃષ્ટીની સર્વ વસ્તુ કરવાનું છે. અને તે તેણે કરેલું છે, અને કરે પણ છે. જીવનું કામ જીવે કરવું જોઇએ. ઇશ્વર આપશે તો આપણે ખાઇશું એ કહેવું ભૂલ ભરેલું છે.

ઉદ્યોગ અનેક પ્રકારનો છે. જેને જે ગમે તે તેણે કરવો. ટુંકમાં, શરીરનું જેથી સંરક્ષણ થાય એવો ઉદ્યોગ સર્વ કોઇએ કરવો જોઇએ.

પ્રત્યેક મનુષ્યે બ્રહ્મચર્યવ્રત આચરી નિદાન ૨૫ વર્ષ પર્યંત વિદ્યાધ્યયન કરવું. પછી ધનોપાર્જના કરી સ્વસંપાદિત દ્રવ્યથી વિવાહ કરવો. એવી પ્રાચીનકાળની પદ્ધતિ હતી. સાંપ્રત સમયમાં બહુ જેન્ટલમેન ધર્મ છોડી દ્રવ્યોપાર્જન કરવા લાગ્યા છે. ધર્મનો ત્યાગ કરી અધિક ધન મળતું હોય તો પણ તે કર્મ સહસા આચરવું નહી. જે ધર્મથી પરિણામે દુઃખાભાસ થાય તો તે ખરો ધર્મજ નથી. એવા ધર્મનો ત્યાગજ કરવો જોઇએ. જે ધર્મથી આપણું હિત થાય તેનેજ ધર્મ કહેવો. અને વાસ્તવિક રીતે તેજ ધર્મ છે. અર્વાચીન સમયમાં સાત સાત, આઠ આઠ વર્ષના અજ્ઞાન બચ્ચાંઓ, જેઓ લગ્ન શું છે, એ શું ઉપયોગના છે, તે વિશે ખ્યાલ પણ કરી શકતા નથી તેવાઓને પરણાવી દેછે એ કેટલું ખેદ કારક છે?

રાજપુતાનામાં એક સારા ગૃહસ્થને ઘેર લગ્ન સમારંભ હતો તે મે જાતે જોયો છે. લગ્નમાં વર પાંચ છ વર્ષની ઉમરનો હતો. લગ્નનું મુહૂર્ત રાત્રીએ હતું તેથી વર, કન્યાને ઉંઘ આવવા લાગી. તેથી તેઓને એક બાજુએ સુવાડી દીધા. ફેરા ફરતાં અગાઉની સર્વ વિધી ગોર મહારાજે આટોપી હતી. હવે ફેરા તો વરરાજાએજ ફરવા જોઇએ, ત્યારે તેના બાપે તેની પાસે જઇ તેને ઉઠાડવા માંડયો. અને કહ્યું કે ભાઇ! ઉઠ, હવે ફેરા ખાવાનો વખત થયો છે. પરંતુ પેલા બિચારાને ફેરાણ્તે કેમ ખવાતા હશે તેની શું ખબર! તે છોકરાના મનમાં એમ આવ્યું કે મારો બાપ ફેરા એટલે પેંડા ખાવાને

મને ઉઠાડે છે. તે બોલ્યો, "બાપા! મને ઉંઘ આવે છે. મારે પેંડા ખાવા નથી. મને ભુખ લાગી નથી." વરરાજાનો એક ચાર પાંચ વર્ષનો નાનોભાઇ જે પાસે સુતેલો હતો, તે બોલી ઉઠયો, "બાપા! ચાલો, હું આવું છું. મને ભુખ લાગી છે. મારે પેંડા ખાવા છે." તાત્પર્ય એટલુંજ કે લગ્ન જેવી ઉત્તમ વિધીઓ, યથાયોગ્ય પળાતી નથી.

'હું તારા શિવાય કંઇ પણ કરીશ નહીં. તારા શિવાય અન્ય-પ્રત્યે ચિત્તાકર્ષણ થવા દઇશ નહી.' ઇત્યાદિ કરાર વધુને લગ્ન સમયે કરવા પડે છે. તેજ પ્રમાણે 'તારા સમ્મત્તિ શિવાય 'धर्मेच अर्थेच कामेच नाति क्रामि' વિગેરે પ્રતિજ્ઞા વરને કરવી પડે છે. અથર્વ વેદના ૧૪ માં કાંડમાં લગ્ન સંબંધી વિષય સંપૂર્ણ રીતે વર્ણાયલો છે. હાલ તો જે કરાર કરવાના હોય છે, તે ફક્ત પુરોહિત માત્ર બબડી જાય છે. વરને યા વધુને તત્સંબંધી લેશ માત્ર પણ જ્ઞાન હોતું નથી! તેઓના લગ્ન બાલ્યાવસ્થામાં થયાથી તે પ્રૌઢ થયા પછી ઉભય, લગ્ન નાકબુલ કરે, અને પુરોહિતને પુછે કે અમારો કરાર અમે કયારે કર્યો છે? અને કર્યો હોય તો તે અમને બતાવો? ત્યારે એ ગોરમહારાજ તેઓને શું ઉત્તર આપશે? પ્રાચીનકાળમાં વધુવ ની ઇચ્છાનુરૂપ વિવાહ વિધિ થતી હતી. સુભદ્રાનો અર્જુન સાથે કેવી રીતે વિવાહ થયો તે સર્વ કોઇ જાણે છે. તેને લઇને નાશી જવા માટે બલભદ્ર જ્યારે અર્જુન ઉપર ઘણા ક્રોધાવિષ્ટ થયા ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન મહારાજે તેનું સમાધાન કર્યું અને પોત્તે બોલ્યા કે:

' प्रदानमपि कन्यायाः पशुवत् कोनुमन्यतें ॥,
विक्रयं चाप्यपत्यस्य कः कुर्यात् पुरुषो भुवि ॥ १ ॥

તેઓના લગ્ન ઉભય સંમ્મતિથી થયા છે. કન્યાની મરજી વિરૂદ્ધ તેને પશુ પ્રમાણે વેચવી એ કંઈ યોગ્ય નહી.' એજ પ્રમાણે કુંતી, સીતા, દ્રૌપદી, ઈત્યાદી અનેક રાજકન્યાઓ પ્રૌઢાવસ્થામાં સ્વયંવર વિધીથી વિવાહિત થઈ હતી. કોઈ કહે છે કે, રાજકન્યાઓનાજ માત્ર એ પ્રમાણે લગ્ન થતા હતા. પણ એમ નથી. બ્રાહ્મણ લોકોની કન્યાઓની પણ (જેવી કે શુક્રાચાર્યની કન્યા દેવયાની) સ્વયંવરથી લગ્ન થતા હતા, અને ઈચ્છાનુરૂપ વર ન મળવાથી બ્રહ્મચર્યવ્રત પાળીને આજન્મ અવિવાહિત રહેલી એવી ઘણી સ્રીઓના દૃષ્ટાંત મોજુદ છે. ગાર્ગી સુલભા ઈત્યાદી સ્ત્રિઓના ચરિત પરથી આપ લોક જાણી લેશો. એ વિષયની માહિતી માટે અમારૂં કરેલું 'પુરૂષાર્થ પ્રકાશ' નામનું પુસ્તક છે જે જેવાથી સઘળી માહિતી થશે. સ્ત્રિઓની માફક અનેક પુરૂષો, જેવા કે ભીષ્મપિતા, હનુમાન, પરશુરામ, ઈત્યાદિ બ્રહ્મચર્યવ્રત પાળી પોતાના પરાક્રમનું મહત્વ જગ પ્રસિદ્ધ કરી ગયા છે. એ લોકનું પુરૂષાર્થ અને હાલના અમારા લોકોનું પુરૂષાર્થ કેવું છે તે સર્વ કોઇ જાણે છે. કુંતીના પુત્રોનું પરાક્રમ કેવું હતું, અને હાલના નાના નાના છોકરા છોકરીના લગ્નથી ઉત્પન્ન થયેલા મનુષ્યનું પુરૂષાર્થ કેવું હોય! નાની ડબીમાં એક મહોટો હાથી શું રહી શકે કે? નાની ઉમરમાં લગ્ન કરવાથી અનેક હાની થાય છે. પૂર્ણ વય પ્રાપ્ત થયા પછી લગ્ન કરવું જોઈએ. તે પ્રમાણે ન કરનાર પાપ ભાગ થાય છે. પૂર્ણાવસ્થામાં વિવાહ ન થવાથી ભવિષ્ય પ્રજા અત્યંત અશક્ત ઉત્પન્ન થાય

છે. જ્યારે માબાપ પોતેજં છેક નાની અવસ્થામાં હોય તો તેઓએ બાલ સં ક્ષણુ કેવી રીતે કરવું? તેનું તેઓને ક્યાંથી ભાન હોય? અને પોતાના બચ્ચાઓની સંભાળ રાખવાનું કામ કેવી રીતે આવડે? તે અપ્રૌઢ માબાપ, છોકરાઓને રમવાને પણ જવા દેતા નથી. કારણકે તેઓને કસરતથી થતા લાભની ખબર હોતી નથી. પોતાના બચ્ચાઓને ખાવાપીવાની પણ જોઇએ તેવી જ્યારે સંભાળ રાખતા નથી, ત્યારે આવા અજ્ઞાન માબાપના છોકરા, ચોરી કરીને હદબહાર ખાતાં શિખે છે. જેથી તેઓ અનેક વ્યાધીના ભોગ થઈ પડે છે. પેટો ફુલે છે, હાથ પગ દોરડી જેવા થઈ જાય છે, ઘડીમાં શર્દી, અને ઘડીમાં કાંઈ, એમ અનેક વ્યાધી આવી પડે છે. અજ્ઞાન માબાપોને પ્રજા ફક્ત નિર્માણુ કરતાં આવડે છે, પણ એટલી ઉમરમાં તેઓનું સંરક્ષણુ કરવાની અક્કલ આવતી નથી.

શારીરિક બાબદ બાજુ મૂકી વિદ્યા તરફ લક્ષ આપીએ તો ત્યાંહ પણ એજ અવદશા, ઉપર જણાવેલા કારણોથી જોવામાં આવશે. હાલના લોક આપણી ગીર્વાણભાષા ભણવાનું છોડી અંગ્રેજી ભણવા મંડી પડ્યા છે. ઇતિહાસ શિખવામાં રામ, જનક વિગેરેના ચરિત ન શિખવતાં આલમગીર જેવાનું જન્મ વૃતાંત શિખવવામાં આવે છે. જે શિખવાથી છોકરાઓના મનપર નઠારી અસરો થાય છે. પોતાના સગા ભાઇઓને રાજ્યપદપ્રાપ્તિના લોભ માટે કેમ મારી નાંખવા, તે કળા પણ શિખે છે. શ્રી રામચંદ્રજી જેવા મહાત્માઓના ઇતિહાસ શિખવવાથી બંધુપ્રીતિ, પૂજ્યબુદ્ધિ, માતાપિતાની આજ્ઞા શિરસાવંદ્ય, સત્ય બોલવું અને આચરવું, પતીનો પત્નિ પ્રત્યે પ્રેમ, રાજકીય કુ-

શલતા, પ્રજા સંરક્ષણ, એક પત્નીવ્રત, એવા એવા અનેક સદ્ગુણો, શિષ્યો શીખે છે, અને તે પુજ્યબુદ્ધિવાળા થાય છે, અને પોતે તદનુસાર વર્તતા શિખે છે.

મ્હોટા મ્હોટા વિદ્વાનો થયા, બી. એ. એ. મે. ઇત્યાદિ પદવીઓ પ્રાપ્ત કરી, તથાપિ આર્યધર્મ વિષે કાંઇ પણ માહિતી મેળવતા નથી! આર્યધર્મ એટલે શું? તેમાં શું તત્વ છે? તે પણ જાણવાને પ્રયત્ન કરતા નથી. અને જ્યારે જાણતા નથી ત્યારે તે પોતાને પંડિત માનનારા, પોતાના પરિવારને તો આર્ય વિદ્યાનો ક્યાંથી બોધ કરી શકે? મુસલમાન લોક પોતાના બચ્ચાને પ્રારંભથી કુરાને શરીફ શિખવે છે. પણ આપણા આર્ય લોક, પોતાના બચ્ચાને વેદના દર્શન માત્ર પણ કરાવતા નથી! ક્રિશ્ચિયન લોકનો અભ્યુદય, માત્ર તેઓની ધર્મ પ્રત્યે પ્રીતિ એજ છે! ગ્લાડસ્ટન જેવા મહાન્ વિદ્યાભુષણ ધર્મશિક્ષણ વગર ઉત્પન્ન થઇ શકે નહી!

'તંબાકુના વ્યસનથી આયુષ્યના પાંચ વર્ષ કમતી થાય છે', એમ કહેનારા ડાકટર જાતે ચિરૂટો, એક પછી એક ફુંકતા રહે છે! આવા ઉપદેશકોના ઉપદેશનું પરિણામ તેઓની પ્રજા પ્રત્યે કેવું આવે? તંબાકુ પીવો નહી એમ કહેવામાં કુશળ, પણ જાતે તે પીએ! ત્યારે તેમાં 'શું હશે,' એ જીજ્ઞાસાથી બાપ બહાર ગયા કે છોકરો તેનો સ્વાદ કાઢી જુવે છે! આપણે આપણું વર્તન સુધાર્યા વગર અન્યને ઉપદેશ કરવો એ મૂર્ખતા છે. બાળકોમાં અનુકરણ કરવાની શક્તિ વિશેષ હોય છે, તેથી તેઓની સમક્ષ નીતિ વિરૂદ્ધ કંઇપણ બોલવું, અથવા આચરવું ન જોઇએ. થોડા સમય ઉપર મને એક એ. મે. થએલો

વિદ્વાન મળ્યો હતો. તેણે એક શંકા કાઢી હતી કે "ભૂત પિશાચ્ચ નથી એવું અમને કાલેજમાં પ્રોફેસરોએ શિખવ્યું છે. અને અંમને પણ તેવું લાગે છે. પરંતુ રાત્રીએ જ્યારે અમે એકલા સ્મશાન જેવા એકાંતવાસ સ્થાનમાંથી જઇએ છૈએ ત્યારે અમને ભુત પિશાચ્ચની બીતિ કેમ લાગે છે?" મેં તેને પુછ્યું કે "તમારી બાલ્યાવસ્થામાં ભૂત પ્રેતની વાતો તમારી આગળ કોઇએ કરી હતી?" તેણે કહ્યું "હા, અમારી માતા અમે બાલક હતા ત્યારે અમને કહેતી હતી કે 'રાતના બહાર જશો નહી, ત્યાં ભૂતબીત હશે તે તમને વળગશે.' ત્યારે અમને દેહેસત લાગતી હતી." ત્યારે મેં તેને પ્રત્યુત્તરમાં કહ્યું કે "તમારી મા એંજ એક મોટું ભૂત છે. અને તેજ ભૂતે તમને ઘેરી લીધા છે."
'नास्ति वेदात्परं शास्त्रं नास्ति मातृसमो गुरुः' (महाभारत) વેદથી પરમ બીજું કોઈ શાસ્ત્ર નથી. અને માતાસમાન બીજો કોઈ ગુરૂ નથી. જ્યારે દેશનો અભ્યુદય વિશ્વાસંપન્ન સ્ત્રીઓ ઉપર આધાર રાખે છે ત્યારે સ્ત્રિઓને અવશ્ય શિક્ષણ આપવું જોઇએ. જે પ્રમાણે છોકરાઓને વિદ્યાભ્યાસ કરાવવામાં આવે છે તે પ્રમાણે છોકરીઓને પણ અભ્યાસ કરાવવો જોઇએ.

દાખલા તરીકે લો, કે એક છોકરો પોતાના બાપસાથે ઉપવનમાં ફરતાં પુછવા લાગ્યો કે બાપા આ પુષ્પ શાનું છે? આ પ્રશ્ન પ્રત્યે લક્ષ ન આપતાં બાપે પોતે અગાડી ચાલવા માંડયું. જીજ્ઞાસુ ભાવે બાળકનું પુછવું થયું તો તેના મનનું શંકાસમાધાન પિતાએ કરવું જોઇતું હતું. મુખ્ય શિક્ષણ બચ્ચાઓને માતાપિતા તરફથીજ મળવું જોઇએ. આપણે ચાર પાંચ બાઇઓ (રીજીમેંટ) લશ્કરી

માણસ માફક એક સરખી રીતે ચાલી શકીશું નહી. આપણા પગ વાંકા ચુંકા પડશે. કારણ તે વિદ્યા આપણે શિખ્યા નથી. શિક્ષાની જવાબદારી માતા પિતાની ઉપર છે. પણ તેઓએ પ્રથમ પોતાનું વર્તન સુધારી પછી પોતાના બાલકને શિક્ષણ દેવું જોઇએ. અને તેઓનું રક્ષણ કરવું જોઇએ. આ ત્રીજું કર્તવ્ય છે.

'સમાજ' એ ચોથું કર્તવ્ય છે, જે વિષે હું હાલ વિશેષ વિવેચન કરતો નથી. પાંચમું કર્તવ્ય 'મનોરંજન' એ છે. મનરંજન કરવા માટે ધર્મને બાધ નહી આવે, એવી રીતે મનને વિશ્રાંતિ આપવી જોઇએ. મનરંજન વિવિધપ્રકારથી થઇ શકે છે. માટે જે માર્ગ યુક્ત યા ઇષ્ટ હોય તે તેણે યોજવો.

છઠું અને છેલ્લું કર્તવ્ય, 'ધર્મ અને ઇશ્વરોપાસના' એ છે. જ્યાંહ સુધી મનુષ્ય ઇશ્વરનું અસ્તિત્વ માનતો નથી ત્યાંહ સુધી તેમાં મનુષ્યત્વ નથી એમ કહેવું જોઇએ. હાલમાં ઇશ્વરનું અસ્તિત્વ યથાર્થ રીતે માન્ય કરનાર થોડાજ હોય છે. આફીસમાં જોરથી બોલતાં બીક લાગે છે કે રખેને સાહેબ ગુસ્સે થશે. પરંતુ પરમેશ્વર, સાહેબ કરતાં ગમે તેટલો મોટો છે તો પણ તેની બીક રાખતા નથી. તેને પ્રસન્ન રાખવા સારૂ તેની આજ્ઞાપ્રમાણે વર્તવું એ દરેક પ્રાણીમાત્રનું કર્તવ્ય છે. સર્વ શક્તિમાન પ્રભુની ધાસ્તી રાખી તેના ભક્ત થયા વગર મનુષ્ય પાપાચરણમાંથી નિવૃત્ત થઇ શકતું નથી, અને પાપમાર્ગથી પરાવૃત્ત થયા વગર ઇહપરલોક સાધ્ય થઇ શકતું નથી. તેથીજ આપ ભાઇઓને વિનતિપૂર્વક નિવેદન કરવાનું કે, આપણે ઇશ્વરના પરમભક્ત થઇને ઇહપરલોક હિત કરી લેવું, એ શ્રેયસ્કર છે. इत्यालमहे.

તદનંતર ઓનરેબલ રાવબહાદુર જસ્ટિસ મહાદેવ ગોવિંદ રાનડે, તે દિવસના અધ્યક્ષ, પોતાનો વિચાર પ્રદર્શિત કરતાં બોલ્યા કે· ગ્રહસ્થો "બ્રહ્મચારી નિત્યાનંદજી એ સ્વર્ગવાસી સ્વામી દયાનંદ સરસ્વતીજીના શિષ્યોમાના એક છે. એમનો અને મારો આજ પાંચ છ વર્ષ થયા પરિચય છે. સ્વામી દયાનંદના મૃત્યુબાદ તેમના જેવા વિદ્વાન, અને યોગ્ય, તેમના શિષ્ય મંડળમાંથી કોઈ થવા જોઇએ, એ વાતની જે એક મોટી ખોટ હતી, તે મને કહેતાં ખુશી ઉત્પન્ન થાય છે કે તે બ્રહ્મચારી નિત્યાનંદજી મહારાજે પુરી કરી છે. અને એમની યોગ્યતા પણ તેવીજ છે. એમના ભાષણ પરથી કોઇ એમ ધારશે કે સ્પેન્સરના એક નિબંધને આધારે વિવેચન કરેલું છે. તેમાં પાંચ વિષયના પાંચ પ્રકાર વર્ણવેલા છે. સ્વામીજીએ આપણુ આર્ય ધર્મને અનુસરીને મનુષ્ય જન્મ સફલતાના વિષયઉપર જે જે વિચારો, જે પ્રમાણે આંગ્લ પંડીત સ્પેન્સરે ચર્ચેલા છે તે પ્રમાણે પૂર્ણપણે આપણ સર્વને કહેવાથી આપણે તેમનો ઉપકાર માનવો જોઇએ. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ આપણી આર્ય રીતી પ્રમાણે મનુષ્ય જન્મ સફલતાના ચાર મુખ્ય સાધન છે. અન્ય વિદ્વાનોએ એ ચાર સાધનો શિવાય એ વિષયમાં બીજા સાધનોનો સમાવેશ કરેલો છે." ઈત્યાદિ વિચારોથી "લંબાણથી કહીને બોલ્યા કે મુંબઈના ગૃહસ્થોએ બ્રહ્મચારી તથા સ્વામીજીનો બહુ સત્કાર કર્યો છે, કરે છે, અને કરશે એવી આશા છે. સ્વામીજીનું ભાષણ સાંભળીને મને અતિશય આનંદ થયો છે. અને હું માનું છું કે હું આજે કૃતાર્થ થયો છું."

# ભાષણ ૩ જું.

## માનવ જ્ઞાન સ્રોતઃ

તા૰ ૨૨ મી જુલાઈ રવિવારને દિવસે ૪ વાગે બ્રહ્મચારી નિત્યાનંદજી મહારાજનું તૃતીય વ્યાખ્યાન, ફ્રામજી કાવસજી ઇનસ્ટીટયૂટમાં 'માનવ જ્ઞાન સ્રોતઃ' એ વિષય ઉપર ઑનરેબલ મિ. જવ્હેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞીક ના અધ્યક્ષપણ નીચે થયું. તે નીચે પ્રમાણેઃ

પ્રસિદ્ધ વ્યાખ્યાનકાર બ્રહ્મચારીજી ભાષણનો ટુંક સાર ગીર્વાણ વાણીમાં કહીને હિંદીમાં બોલવા લાગ્યા. તે બોલ્યા કે ગૃહસ્થો! આજનો મારો વિષય પૂર્વે નિવેદન કર્યા પ્રમાણે 'માનવજ્ઞાન સ્રોતઃ' એ છે. એનો અર્થ એ છે કે, જે પ્રમાણે જલના ઉદ્દ્ભવને સ્રોતઃ યા ઝરો કહે છે, તે પ્રમાણે મનુષ્યના જ્ઞાનના ઉદ્દ્ભવને માનવજ્ઞાન સ્રોતઃ કહે છે. મનુષ્યના જ્ઞાનનો ઉદ્દ્ભવ ક્યાંથી થાય છે તે આજ આપણે જોઇએ.

આ વિષય ઘણો ગહન છે. આસ્તિક લોક એવું માને છે કે, "પરમેશ્વરથી જ્ઞાનની ઉત્પત્તિ છે." અને નાસ્તિક લોક એવુ માને છે કે, જ્ઞાનોત્પત્તિ સ્વાભાવિક છે. નૈસર્ગિક છે. કોઇએ આપેલી નથી.

'જ્ઞાન નથી' એવો અનુભવ કોઇપણ મનુષ્યને થયો નથી. 'અમુક વસ્તુ ઘડો છે, વા અમુક વસ્તુ બિજી કાંઇ વસ્તુ વિશેષ છે,' એમ દરેક જણ જાણી શકે છે. આથીજ સ્પષ્ટ માલુમ પડે છે કે, 'જ્ઞાન છે.' તે નથી એવું કોઇનું પણ કહેવું નથી. જે પ્રમાણે આસ્તિકને

જ્ઞાનનું અસ્તિત્વ કબુલ છે, તેમજ નાસ્તિકને પણ છે. મતભેદ માત્ર એટલોજ કે, એક તે નૈસર્ગિક કહે છે, અને બીજા ઇશ્વરદત્ત માને છે. આસ્તિક, નાસ્તિકના મતમાંથી ખરૂં શું, તે હવે તપાસીએ.

મનુષ્યમાં જાણવાની શકિત સ્વાભાવિક હોય છે, પરંતુ નિમિત્ત શિવાય જ્ઞાન થતું નથી. એમ ઉત્તર રામચરિતમાં પણ કહેલું છે,

वितरतिगुरुः प्राज्ञे विद्याम यथैव तथा जडे । न तु खलु तयोर्ज्ञाने शक्तिं करोत्यपहन्ति वा ॥ भवति च पुनर्भूयान्भेदः फलं प्रति तद्यथा । प्रभवति शुचिविम्वोद्ग्राहे मणिर्न मृदां चयः ॥ १ ॥ उ. रा. चरित.

એક વિદ્વાન ગુરૂએ બે વિદ્યાર્થિઓને સરખી મેહનત લઈ ભણાવ્યા. પણ તેમાંનો એક ભણે છે, અને બીજાને શિખવ્યા છતાં આવડતું નથી. આપરથી સ્પષ્ટ માલમ પડે છે કે, જોકે જ્ઞાન શક્તિ બેઉમાં છે, તો પણ ભણવાની શક્તિ સમાન નથી.

જ્ઞાનનું અસ્તિત્વપણું બે રીતે માનીશકાય છે. એક પરમેશ્વરદત્ત, અને બીજી રીત નૈસર્ગિકી.

પરમેશ્વરદત્ત જ્ઞાન માનવામાં પણ બે પક્ષ છે. 'ઇશ્વરે વેદદ્વારા જ્ઞાન આપ્યું છે,' એમ આર્ય લોક માને છે. મુસલમાન અને ક્રિશ્ચિયન લોક 'કુરાન અને બાયબલદ્વારા તે આપ્યું છે,' એમ માને છે. પરમેશ્વર દત્ત જ્ઞાન માનવાનો આ પહેલો પ્રકાર છે. બીજા પક્ષનું કહેવું એવુ છે કે, પરમેશ્વરે પુસ્તકદ્વારા જ્ઞાન આપ્યું નથી. પણ પ્રત્યેકને થોડી ઘણી જ્ઞાન શક્તિ આપેલી છે. બીજા પક્ષનું કહેવું એવું છે કે, પરમેશ્વરે જ્ઞાન આપ્યું નથી. પણ તે ધીમે ધીમે વૃદ્ધિંગત થાય છે.

નાસ્તિક પક્ષવાલા સાથે વાદવિવાદ કરવાનો આજનો સમય નથી. તેની સાથે વાદ કરતી વખતે ઇશ્વર છે યા નહી, એ ઉપર વિવાદ ચલાવવો પડશે. જે આજનું કર્તવ્ય નથી. જે પરમેશ્વરને માને છે, તેઓનું કહેવું શું છે, તે વિષે આપણે આજ વિચાર કરીએ.

માતાપિતા છોકરાને જન્મ આપ્યા પછી તેની તજવીજ રાખવામાં બે પરવા રહી શકે કે? આપણે સર્વ મનુષ્યમાત્ર જે તે પરમ કૃપાળુ દયાઘનની પ્રજા છૈયે, તેને આપણા હિતાનહિત વિશે કેટલી કાળજી હોવી જોઇએ? જેણે આપણ સર્વને ઉત્પન્ન કરેલા છે, તે શું આપણુની તજવીજ ન કરતાં આપણુને જંગલમાં રખડતાં એકલા મૂકી દેશે? શું તેને પોતાની પ્રજા વિશે કાંઇ કાળજી નથી? જેમ માબાપ પોતાના છોકરાને જંગલમાં મુકવાનું દુષ્ટ કૃત્ય કરી શકતા નથી, તેમજ પરમ કૃપાળુ ઇશ્વરને હાથે પણ એવું કૃત્ય કોઇપણ દિવસ થઇ શકે નહી. મનુષ્યની પ્રથમથી સઘળી તજવીજ કર્યા વગર તે તેને નિર્માણ કરતો નથી. પ્રથમથી પોતાની પ્રજાની સઘળી વ્યવસ્થા કર્યા પછી તે મનુષ્યને ઉત્પન્ન કરે છે, એમ હોવું જોઇએ. મનુષ્યને ઉત્પન્ન કર્યા પહેલાં તેને દુઃખ ન આવી પડે, માટે પ્રથમથીજ જ્ઞાન નિર્માણ કરી મૂકયું છે. ઇશ્વરનું અસ્તિત્વપણું માનનારાઓએ આ અવશ્ય કબુલ કરવું જોઇએ. આપરથી જ્ઞાન એ ઇશ્વરપ્રણિત છે, એમ સિદ્ધ થાય છે.

'જ્ઞાન શનૈઃ શનૈઃ વૃદ્ધિંગત થાય છે. તે કોઇએ આપેલું નથી' એમ જે કહે છે, તેઓનું કહેવું કેટલે અંશે ખરૂં છે તે હવે તપાસીએ.

આ દુનિયાને ઉત્પન્ન થયાને કોટયાવધિ વર્ષ થયાં. ખ્રિસ્તિલોક પૃથ્વીની ઉત્પત્તિ પાંચ હજાર વર્ષની અંદર માને છે. પરંતુ તેઓ હવે સમજવા લાગ્યા છે કે, એ અમારૂં કહેવું ભૂલ ભરેલું છે પ્રસિદ્ધ ભારતયુદ્ધને પાંચ હજારથી અધિક વર્ષ થયાં છે, એ સુપ્ર-

માણુ છે. તેથી તેની પહેલાં ઘણા પ્રાચીન સમયમાં તે નિર્માણ થયેલી હોવી જોઇએ, એ સ્પષ્ટ છે. આટલા વિશાલ સમયાવધીમાં કોઇ પુરૂષ ગુરૂવિના જ્ઞાની થયો હોય, એવો સ્વયંસિદ્ધ જ્ઞાનીનો એક પણ દૃષ્ટાંત ઉપલબ્ધ થતો નથી. વિદ્યા પ્રાપ્ત્યર્થ ગુરૂની આવશ્યકતા છેજ. ગુરૂ શિવાય કાળત્રયમાં પણ વિદ્યા પ્રાપ્ત થઇ શકે નહી. જ્યારે એમજ છે, ત્યારે સૃષ્ટીના પ્રારંભમાં ગુરૂ શિવાય વિદ્યા કેમ પ્રાપ્ત થઇ? એ પ્રાચીનકાળમાં મહાન મહાન જ્ઞાની અને વિદ્યા સંપન્ન લોક થઇ ગયા, એ અનેક સંસ્કૃત ગ્રંથોના આધારે હું સપ્રમાણ સિદ્ધ કરી આપીશ. કોઇ આ ઉપરથી એમ નહી સમજશો કે, ઉપલું કહેવું મારૂ પોતાનું છે. આ બાબતના ટેકામાં મારીપાસે સબળ પુરાવા છે. આ વાત ખોટી છે, એમ કહેનારા માત્ર ખોટી તોપો મારે છે, પણ સપ્રમાણ કંઇ કહેતા નથી. ગુરૂવિના જ્ઞાન નથી, એ સ્પષ્ટ છે. આ ઉપરથી તેઓને ગુરૂ હોવાજ જોઇએ, એ નિર્વિવાદ છે. અમારા પ્રાચીન રૂષીઓનું વર્તન એવા પ્રકારનું હતું કે, તેઓ પોતાનું આખું આયુષ્ય એકજ વિષયમાં લગાડીને તેમાં નિષ્પન્ન થતા હતા. હાલના લોકોના મનની સ્થિતિ 'સરડા' જનાવરના રંગ પ્રમાણે દિવસમાં ત્રણ વખત બદલાય છે. દશ પંદર મિનીટ સુધી તેઓનું મન સ્થિરવૃત્તિથી રહી શક્તું નથી. ત્યારે મ્હોટા મ્હોટા ગહન વિષયોનું જ્ઞાન સંપાદન કરીને વાદવિવાદ કરવાની કુશળતા તો એ લોકોમાં ક્યાંથી આવે?

મહર્ષિ પતંજલિકૃત યોગશાસ્ત્રમાં આ વિષયનું વિવેચન યાથાતથ્ય કરેલું છે. स पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् તેમાં સર્વ વ્યાપી સર્વાંતર્યામી પરમાત્માને સર્વનો ગુરૂ માનેલો છે. એની પૂર્વે ઇશ્વને પણ ગુર

જ્ઞાનપ્રાપ્તિ થઇ નથી. જ્ઞાનરૂપી સ્ત્રોતનું આ પ્રારંભ સ્થાન છે. સૂર્યનો પ્રકાશ ગમે એટલો તેજસ્વી અને અક્ષિકાને અસહ્ય છતાં, એક જન્માંધ પુરૂષને તે પ્રકાશનું સ્વરૂપ અને અસ્તિત્વ કહ્યા છતાં તેની બિલકુલ ખાત્રી થઈ શકતી નથી. તદ્વત્ પાત્રતા શિવાય માત્ર ચર્મચક્ષૂથી આ વિષયનું જ્ઞાન થઇ શકતું નથી. ગુરૂવિના વિદ્યાપ્રાપ્તિ નથી એ સ્પષ્ટ છે, અને તે ગુરૂ પરમેશ્વરજ એમ આસ્તિક લોકોએ કબૂલ કરવુંજ જોઇએ.

વેદ એ જ્ઞાનનો ભંડાર છે. ' પરમેશ્વરે વેદદ્વારા વિદ્યા જનસમૂહમાં ઉત્તીર્ણ કરી છે.' એમ એક પક્ષનું કહેવું છે. અને અન્ય પક્ષનું એવું માનવું છે કે, 'શનૈઃ શનૈઃ મનુષ્યની યોગ્યતા પ્રમાણે તેઓને ઇશ્વરે જ્ઞાન આપ્યું છે.' આ તેઓનું માનવું દોષ રહિત નથી. કારણ આપણને સહજ માલમ પડી આવે છે કે, એક પક્ષનું જ્ઞાન અન્ય પક્ષના જ્ઞાનથી ઉલટું અને ભિન્ન છે. ઈશ્વરદત્ત જ્ઞાનમાં ભિન્નત્વનો સંભવ હોતો નથી. કારણ સર્વ શક્તિમાન ન્યાયી ઇશ્વર, એકને એક, અને બીજા ને બીજૂં, કદી આપેજ નહી. જ્યારે સૃષ્ટીક્રમમાં સર્વત્ર ઇશ્વરની સામ્યતા દૃષ્ટીએ પડે છે, ત્યારે એ એકજ વિષયમાં તેનું પ્રતિકૂળ વર્તન કેમ સંભવે? આપરથી પરમેશ્વરે પાત્રતા પ્રમાણે શનૈઃ શનૈઃ મનુષ્યને ભિન્ન ભિન્ન જ્ઞાન આપ્યું નથી, સર્વને એક સરખુંજ જ્ઞાન આપેલું હોવું જોઇએ. અને તે આર્ય લોકોની સમજુતી પ્રમાણે વેદદ્વારાથીજ થએલું સમજાય છે. આર્યલોકો જેમ વેદને ઇશ્વરપ્રણિત માને છે, તેમ મુસલમાન લોક કુરાન શરીફને, અને ખ્રિશ્ચિયનલોક બાયબલને માને છે. જ્યારે ઇશ્વર એકજ છે, ત્યારે તેણે

ત્રણ પુસ્તકો ત્રણ જૂદા જૂદા વખતે નિર્માણ કર્યા, એ બનવું કેવળ અશક્ય છે. "પૂર્વની થઇ ગએલી કેટલીએક ભૂલો સુધારવાને માટે તેને બીજા નવીન પુસ્તકો કરવાની જરૂર પડી," એવું ખ્રિસ્તી અને મુસલમાન ભાઇઓનું કહેવું છે. પણ આ તેઓનું કહેવું સાર્થ નથી. ઇશ્વરના સર્વોત્તમ ગુણોની કલ્પના કરતાં, તેને હાથે આવી ભૂલો થાય, અને પછીથી તેને તે સુધારવી પડે, એ કહેવું 'ઇશ્વર નથી' એમ કહેનારાઓના વર્ગમાં આવી જાય છે. જેને હાથે ભૂલ થાય તે ઇશ્વર નથી, એમ પ્રથમથીજ કહેવું જોઇએ. ઇશ્વરે ત્રણ પુસ્તકો જૂદે જૂદે સમયે બનાવ્યા એ કહેવું કેમ સંભવે? ત્રણ નહી પણ એક પુસ્તક તેને હાથે નિર્માણ થએલું હોવું જોઇએ. હવે ત્રણ પુસ્તકોમાંથી ઇશ્વરપ્રણિત પુસ્તક કયું, તે વિષે આપણે પ્રસ્તુતમાં વિચાર કરવાનો છે.

યાવત્પર્યંત મનુષ્યમાત્ર પક્ષપાત બુદ્ધિથી વર્તે છે, તાવત્પર્યંત તેમાં સત્યાસત્ય નિર્ણય કરવાની શક્તિ આવતી નથી. પરંતુ જીજ્ઞાસુ લોક જે યથાર્થ હોય છે, તેનુંજ માત્ર ગ્રહણ કરે છે. રાજ્યાધિકાર, વ્યાપારાદિ ખટાટોપ, રણસંગ્રામ, જય વિજય, એ સર્વ એક બાજુએ મૂકી, ખરૂં શું, અને ઇશ્વરપ્રણિત પુસ્તક કયું, તે આપણે જોઇએ.

'પીળું તે સર્વ સુવર્ણ નથી, સુવર્ણ પ્રમાણે પિત્તળ પણ પીળા રંગનું છે. અગ્નિ તેને કહેવી જોઇએ કે, જેમાં દહન અને પ્રકાશ શક્તિ હોય. આથી વ્યતિરિક્ત લક્ષણયુક્ત વસ્તુને અગ્નિ કહી શકાય નહી.' તે પ્રમાણેજ જેમાં અલૌકિક, ઇશ્વરતુલ્ય શક્તિ હોય, તેનેજ ઇશ્વર કહેવો. અને સૃષ્ટયારંભમાં જે પુસ્તક નિર્માણ થયું હોય તેજ

ઇશ્વરપ્રણિત માનવું જોઇએ. સૃષ્ટીની ઉત્પત્તિ પછી અનંત કાળમાં નિર્મિત થએલા પુસ્તકોને ઇશ્વરપ્રણિત કહેવાય નહી. વળી જો કોઇ રાજા નવું રાજ્ય પોતાના કાબુમાં લે છે, ત્યારે તે રાજ્યમાં સર્વત્ર શાંતિ ફેલાવવા માટે પિનલકોડ સરખો એક કાયદો અમલમાં મૂકે છે. તે પ્રમાણેજ આ પૃથ્વી જેવા એક મહોટા રાજ્યમાં વસ્તાં લોકોના નિર્બંધ સારૂ ઇશ્વરે કોઇપણ ન્યાય પુસ્તક કરેલું હોવું જોઇએ. જે રાજ્યમાં કોઇપણ જાતનો નિર્બંધ હોતો નથી, અને નહાના મહોટા સર્વ અપરાધોની એકજ શિક્ષા હોય છે, તેવું રાજ્ય, તેના રાજાને એક કલંકરૂપ છે. પરંતુ ઇશ્વર સર્વ રાજાઓમાં એક ખરો ને ન્યાયી રાજા છે. તેના હાથથી અંધેર રાજ્યના જેવું વર્તન પણ કાલત્રયમાં બનવાનું નથી. તેના રાજ્યમાં સર્વત્ર ન્યાય ન્યાય થઇ રહેવાને માટે નીતિગ્રંથ કરેલો હોવો જોઇએ. તે ગ્રંથ કયો તેજ જોવાનું આજનું આપણું કર્તવ્ય છે.

સૃષ્ટીના સર્વ તત્વવેત્તા (ફિલાસફર) વેદનું પુરાતનત્વ કબૂલ કરે છે. આંગ્લ પંડિતવર્ય પ્રોફેસર ભટ્ટ મોક્ષમુલર આ વાત કબૂલ કરે છે. સંસ્કૃત ગ્રંથોમાં સર્વથી પ્રાચીન ગ્રંથ વેદ એજ છે.

કુરાનેશરીફ નિર્મિત થયાને માત્ર ૧૩૦૦ વર્ષ થયાં છે. તે હજરત મહમદ પેગંબર સાહેબે બનાવેલું છે. બાયબલ થયાને કેટલા વર્ષ થયા તે કહેવાની હું કાંઇ પણ આવશ્યકતા જોતો નથી. નહાના નહાનાં છોકરાં છોકરીને મોઢે એ વાત હોય છે. હાલ ઇસવી સન ૧૮૯૪ મું વર્ષ ચાલે છે. પારસીઓનો ગાથા ગ્રંથ મેં જોયો છે. તે પરથી હું કહી શકું છું કે પારસી લોકોના પૂજ્ય ગ્રહસ્થ

જરસ્થોસ્ત અને વ્યાસમુનીનો વાદવિવાદ થયેલો છે. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડી આવે છે કે, પારસી લોકોના પુસ્તક કરતાં હમારો વેદ જૂનો છે. ભારતગ્રંથ નિર્માણ થયાને પાંચ હજાર વર્ષથી કાંઈ વધારે વર્ષ થએલાં હોવાં જોઇએ. એના ઘણા પૂર્વકાળમાં વાલ્મિકી રામાયણ ઉત્પન્ન થયેલું છે. અને વાલ્મિકી રામાયણના અતીશય પૂર્વસમયમાં વેદ નિર્માણ થયેલો છે. ત્યારે વેદને અસ્તિત્વમાં આવ્યાને ઘણાંઘણાં વર્ષ થયેલાં છે. એની પૂર્વે બીજુ કોઇપણ પુસ્તક નિર્માણ થયેલું ઉપલબ્ધ થતું નથી. સર્વથી પ્રાચીનગ્રંથ વેદ એજ છે. જો ઈશ્વર નિર્મિત કોઈ પણ પુસ્તક હોય તો તે વેદ એજ છે એમાં કાઇપણ સંશય નથી.

સત્ય અને અખંડ જ્ઞાનનું લક્ષણ એ છે કે, તેમાં સૃષ્ટીક્રમ વિરૂદ્ધ વાત હોવી ન જોઇએ. ભૂગોલમાં હિંદુસ્થાનની પશ્ચિમે અફ્ગાનિસ્થાન છે એમ લખેલું છે, અને તે નકશામાં પૂર્વદિશામાં બતાવવું એ પરસ્પર વિરોધી છે. નકશો અને ભૂગોળ જો એકજ ગ્રંથકારે બનાવેલો હોય તો તે અવિદ્વાન હોવો જોઇએ. તેજ પ્રમાણે વેદમાં સૃષ્ટીક્રમ વિરૂદ્ધ જો કાંઈ વાત હોય તો તેનો કર્તા પણ અવિદ્વાન હોવો જોઇએ. અથવા તે અને ઈશ્વર બેઉ ભિન્ન ભિન્ન હોવાં જોઇએ. ઈશ્વર સર્વજ્ઞ, સર્વ વિદ્યાકલા પ્રવીણ છે અને તે અવિદ્વાન નથી. પરસ્પર વિરૂદ્ધ વાત તેને હાથે કદીપણ બને એમ નથી. પુસ્તકમાં લખેલું હોય કાંઈ, અને સૃષ્ટીક્રમ હોય જૂદોજ, એવું તેને હાથે કદી થવાનું નથી. ઈશ્વરકૃત પુસ્તકમાં કોઇપણ દોષ હોવો ન જોઇએ, અને હોય એવો સંભવ પણ નથી. "જ્યારે તમે ઉપર કહ્યું તે પ્રમાણે કહોછો, અને વળી કહોછો કે વેદ એ ઈશ્વરપ્રણિત પુસ્તક છે, ત્યારે વેદમાં ભલ-

તુંજ લખેલું છે તેનો જવાબ શું? એ મેળ કેમ મળે?" આવો પ્રશ્ન હાલના કેટલાએક વિદ્વાનો કરે છે. આ તેઓનો આક્ષેપ સકૃતદર્શનમાં જો કે ખરો ભાસે છે તો પણ તેમાં કેટલી સત્યતા છે તે હવે આપણે જોઇએ. વેદમાં શું શું દોષ છે તેનો વિચાર હવે આપણે કરીએ.

'કર્તા શિવાય કાર્ય બનતું નથી' એ સૃષ્ટીક્રમનો એક મુખ્ય સિદ્ધાંત છે. 'બાપ નથી પણ હું છું' એ કહેવું કેટલું મુર્ખાઈ ભરેલું છે? માબાપ શિવાય કોઇ ઉત્પન્ન થયું હોય એવું જે પુસ્તકમાં હોય તે પુસ્તક ઇશ્વરપ્રણિત કદીપણ કહી શકાય નહી. વેદમાં સૃષ્ટીક્રમ વિરૂદ્ધ કાંઇપણ લખેલું નથી એ વેદનો મર્મ જાણનારનેજ ખબર પડે. 'આપણે આર્ય છૈએ, વિદ્વાન છૈએ. અમારા પૂર્વજો સર્વ વિદ્યામાં કુશળ હતા.' એવી ઘમંડી અમે રાખીએ છૈએ. પણ મોટી દલગીરી અને શરમની વાત છે કે વેદનો વાસ્તવિક અર્થ અમારામાના વિદ્વાન કહેવાતા બહુલોક જાણતા નથી. વેદમાં એક મેકથી પ્રતીકુળ વાત મળવાની નથી. આપણને તેવા પ્રકારનું પરસ્પર વિરોધીપણું લાગવાનું કારણ એટલુંજ કે આપણે વેદનો અર્થ વાસ્તવિક રીતે જાણી શકતા નથી. વેદમાં કોઇપણ વાત પક્ષપાતવાળી લખેલી જોવામાં આવતી નથી. અમારા ઋષીઓને "उदार चरितानांतुवसुधैव कुटुंबकं" એ શિક્ષણ શા ઉપરથી મળ્યું હતું? ફક્ત વેદ એજ એ શિક્ષણનુ કારણ હતું. વેદમાં એક દેશનું, કિંવા એક જાતીનું કલ્યાણ થાઓ, બીજાનું થાઓ નહી, એવું બિલકુલ નથી. પરમેશ્વર આગળ સઘળા પ્રાણી સરખાજ છે. આર્ય, શૂદ્ર, હિંદુ, મુસલમાન, ઈસાઈ, કસાઈ,

એ ભેદ તેનીપાસે નથી. સર્વ માનવજાત એકલીજ નહી, પણ એકંદર સર્વ પ્રાણીમાત્ર તેને એક સરખાજ છે. તંટા બખેડા જે કાંઈ થાય છે, તે ફક્ત તમારા અમારા દુરાગ્રહને લીધેજ. વેદમાં પૂર્ણ ન્યાય છે. પરંતુ જો કોઇ માણસ આપણને વિનાકારણે ત્રાસ આપે તો ખ્રિસ્તી લોકના પુસ્તકની ઉદાર બુદ્ધિપ્રમાણે 'એક તમાચો ખાધા પછી બીજો ગાલ અગાડી ન ધરતાં' પોતાના સંરક્ષણને અર્થે ન્યાયથી તેનો પ્રતિકાર કરવો જોઇએ, તેનું નિવારણ કરવું જોઇએ, તેને સમજાવવો જોઇએ. આમ કરવાથી એ કાર્ય સૃષ્ટીક્રમ વિરૂદ્ધ થતું નથી. તે સૃષ્ટીક્રમાનુસારજ થાય છે, એમ સમજવું જોઇએ.

સર્વ પ્રાણી ઈશ્વરનિર્મિત છે. એક પ્રીય અને બીજા અપ્રીય એવી તેને કલ્પના કદી હોતી નથી. જ્યારે સર્વ કોઈ તેની પ્રજા છે ત્યારે તે અમુકને ઠાર મારી નાખો એવું કદીપણ કહેશે નહી. હિંસા કરવી એ જ્યારે ઈશ્વરને અપ્રિય વાત છે, ત્યારે હિંસા કરવા માટે તે વેદમાં કેમ આજ્ઞા કરી શકે? વેદમાં હિંસા કરવામાટે સમ્મતિ આપી છે એમ કેટલાએક પોતાને દીર્ઘ બુદ્ધિવાળા અને શાહણા માનનારાલોક તે વાત સ્થાપિત કરવા લાગ્યા છે. પરંતુ એ તેઓની મહોટી ભૂલ છે. સંસ્કૃત ભાષા એવી છે કે તેમાં શબ્દોના અનેક ગર્ભિત અર્થ થઈ શકે છે. એક એક શબ્દના જૂદા જૂદા પ્રકારના અનેક અર્થ હોય છે. જ્યાં જે શબ્દ યુક્ત હોય ત્યાંજ તેની યોજના અને અર્થ કરવો જોઇએ. વેદના શબ્દનો યોગ્ય અર્થ કરતી વખતે પુષ્કળ પ્રમાદ થયો છે, થાય છે, અને થશે પણ! સૈંધવ એટલે ઘોડો, અને મીઠું. પરંતુ ભોજનાદિક પ્રસંગે સૈંધવ શબ્દનો

પ્રયોગ આવ્યો હોય તો ત્યાં તેનો અર્થ યોગ્ય અને યુક્ત, 'મીઠું' ન કરતાં અમારા લોક પૂર્વે ભોજનમાં "સૈંધવ એટલે ઘોડાનો ઉપયોગ કરતા હતા, અર્થાત્ ઘોડાનું માંસ ભક્ષણ કરતા હતા." એવો કુત્સિત અર્થ કેમ કબુલ કરી શકાય? પૂર્વાપર સંબંધ સાથે સંદર્ભ થાય એવો તેનો અર્થ કરવો જોઇએ. આપણું કહેવું સત્ય છે એમ લોકોને બતાવવા માટે શબ્દનો ભલતોજ અર્થ કરી, લોકોના મનપર ખોટી વાત ઠસાવવી ન જોઇએ.

અદિતિ એ શબ્દનો અર્થ મનમાને તેમ કરીને અમારા શહાણા વિદ્વાનો વેદની ચેષ્ટા કરાવે છે. જેમકે 'અદિતિ એ સૂર્યની માત છે.' "સૂર્ય અદિતીના ઉદરમાં કેમ માઇ શક્યો! તમારા વેદમાં આ ઉપરથી માલમ પડે છે કે ખરી વાત તો ક્વચીતજ જોવામાં આવે છે. પણ ખરૂં તો સઘળું કલ્પનાથી ભરેલું છે." આવા તેના ગર્હણીય પ્રશ્ન માટે અમને દયા આવે છે.

અદિતિ એ શબ્દનો અર્થ પ્રકાશ, અંતરિક્ષ, માતાપિતા, વિગેરે થાય છે. અને ઉપલા અર્થનો મેળ પણ મળતો આવે છે. છતાંપી લોકો અર્થનો અનર્થ કરીને કેવી મહોટી ભયંકર ભૂલ કરી નાખે છે! અંતરિક્ષમાં સૂર્ય ઉત્પન્ન થયો, એવો અર્થ ન કરતાં મના માને તેવો કરી વેદ જેવા પૂજ્ય ગ્રંથને દોષ લગાડવા લાગ્યા છે. अहिंसा परमो धर्मः એ તત્વ, વેદમાં સર્વત્ર જોવામાં આવે છે. છતા હિંસા કરવી એ વેદની સંમતિ છે, એ કહેવુ કેટલું અસંભવિત લાગે છે. ગોમેધ, અજામેધ, અશ્વમેધ, એના અર્થમાં પણ લોકો ઘણી ભયંકર ભૂલ કરે છે. પ્રાચીનકાળમાં હિંદુલોકોમાં હિંસા થતી હતી, એ સિદ્ધ કરવાને લોક

બદ્ધપરિકર થઈ રહ્યા છે. અન્નનું એક નામ 'ગો' છે, અને ઘૃતનું નામ 'મેધ' છે. તથાપિ ગોમેધનો અર્થ ગાયની હિંસા એવો કરે છે. હિંદુ જેવા ગાયને માતાથી વધારે પૂજ્ય માનનાર દુનિયામા બીજા કોઈ નથી. આવી પૂજ્ય માનેલી ગો માતાને તે શું મારે કે! લોકો અર્થનો અનર્થ કરી અનેક કુતર્કો ઉત્પન્ન કરે છે, એ મ્હોટી દલગિરીની વાત છે. વેદમાં હિંસા બિલકુલ નથી, એ સંબંધી મેં એક પુસ્તક તૈયાર કરવા માંડયું છે. અમારામાં માંસાહાર નહોતો એ અનેક સંસ્કૃત ગ્રંથાધારે હું સપ્રમાણુ સિદ્ધ કરી આપનાર છું.

અશ્વમેધ, અજામેધ, વિગેરે અર્થનો પણ અનર્થ થએલો છે. અશ્વ એટલે ઈશ્વર, એવો અર્થ થાય છે. તે પ્રમાણે અજા, અર્થાત ધાન્ય, એવો અર્થ થાય છે. તેનો અર્થ ઘોડો અને બકરી એવો થાય છે ખરો, તો પણ આ ઠેકાણે તેવો કરવો એ અનુચિત છે. હવ્ય પદાર્થ માંસ વર્જજ હોવો જોઇએ. કપુર, કસ્તુરી, ચંદન એવા સુગંધી પંદાર્થોનુંજ હવન થાય છે. હવન કરવાનો મુખ્ય ઉદેશ હવા શુદ્ધ કરવી એજ છે. માંસનો હવન કરવાથી હવા શુદ્ધ થશે કે બગડશે? "પ્રાણીઓની હત્યા કરવાથી જો સ્વર્ગ પ્રાપ્તિ થાય તો નર્કની પ્રાપ્તિ થવાને શું કરવું જોઇએ?" એમ એક કવિનું કહેવું છે. અને તે યથાર્થ છે. વેદમાં હિંસા પ્રતિપાદિત નથી, એ હું તેઓને સિદ્ધ કરી આપીશ.

તેજ પ્રમાણે જે ગ્રંથમાં કોઇની નિંદા યા સ્તુતિ નથી, તેજ ઇશ્વરકૃત પુસ્તક હોવું જોઇએ. વેદમાં જો કોઈનું કર્તા તરીકે નામ હોત તો તે માનવકૃત પુસ્તક હોવું જોઇએ. કારણ કોઇનું પણ કર્તા તરી

के नाम आवे तो एम समजवुं के ते ग्रंथनी पूर्वे तेनो कर्ता होवो जोइए. परंतु वेदमां कोइनुं पण नाम नथी. ते ईश्वर निर्मितज छे. सृष्टीना प्रळयकाल समये वेद परमात्मामां अंतर्धान थाय छे. तेनो आदि या अंत नथी, अर्थात् ते अनादि छे.

पूर्वमिमांसा जेने कर्ममिमांसा एम पण कहे छे, तेमां कथन करेलुं छे के, वेदमां सामान्य पदार्थोनुंज वर्णन छे. 'परंतु श्रुति सामान्य मातृत्वात्.' विशेष व्यक्तिनुं तेमां वर्णन नथी. ए उपरथी एम जोवामां आवे छे के, वेद ए मानवप्रणित नथी. सृष्टीनी आदि अने अंतमां जे विद्या रहे छे तेज परमेश्वरदत्त छे. मतमतांतर जे जोवामां आवे छे ते सघळा मानवकृत पुस्तकमांज होय छे. ईश्वरप्रणित पुस्तकमां पूर्वापर विरोध होतो नथी. कुरान विगेरे ग्रंथोमां लखेलुं छे के, ईश्वरे सर्व पूर्व ग्रंथो रद्द करीने आ कुरानेशरीफ नवुं पुस्तक रचेलुं छे. परंतु आम कहेवामां ईस्वरने दोषभाग ठरावववा जेवुं थाय छे. "पूर्वे जे भूल थई हती ते सुधारवा माटे आ नवो ग्रंथ बनाववो पड्यो अर्थात ईस्वरने हाथे अगाडी भूल थई हती एम सिद्ध थयुं. हवे मनुष्यनी माफक जो ईस्वर भूल करवा लागे तो पछी ते ईस्वर शानो? ईस्वरने हाथे कालत्रयमां पण भूल थवानी नथी. अने ज्यां भूल न होय त्यां ते दुरस्त करवानी आवश्यकताज होती नथी. ईस्वरने पूर्वना पुस्तक रद्द करवानो प्रसंग आव्यो पण नथी, अने आवशे पण नही. हवे तमे सुज्ञ परिक्षको सहज समजी शकशो के ईस्वरप्रणित पुस्तक कयुं अने मानवप्रणित कयुं? बायबल अने

બીજા ધર્મ પુસ્તકોની પણ આવીજ સ્થિતિ હોવી જોઇએ. ઇશ્વરપ્રણિત જો કોઈ પુસ્તક હોય તો તે વેદજ છે એમ સિદ્ધ થઈ ચુક્યું છે.'

વેદમાં પૂર્વાપર વિરોધ વિશે કેટલાએક ઉદાહરણ આપે છે. તેઓ કહે છે કે "યજુર્વેદના ૪૦ મા અધ્યાયના ૮ મા મંત્રમાં ઈસ્વર 'નિરાકાર છે' એમ કહેલું છે. सपर्यगाच्छुक्रमकाय मव्रयां, इ० અને અન્યત્ર વળી सहस्रशीर्ष सहस्राक्ष सहस्रपात् ઈસ્વર છે એમ કહેલું છે. આ પૂર્વાપર વિરોધ શું નથી?" પરંતુ અત્યંત દલગિરીની વાત છે કે યથાર્થ જ્ઞાન નહી હોવાથી અર્થ કરવામાં તેઓ ભૂલ કરે છે. વેદનો ગર્ભિત અર્થ સારા શ્રમ વગર સહજ સમજી શકાતો નથી. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરના એક બે પુસ્તક શિખીને, અથવા કોશની મદદથી વેદનો અર્થ સમજવાની યોગ્યતા આવી જાય, એમ સમજવું ન જોઇએ. सहस्रशीर्ष इ० એ મંત્રનો અર્થ લોક એવો કરે છે કે, ઈસ્વરને હજાર મહોડાં, હજાર આંખો, અને હાથ, પગ વિગેરે છે, પણ એમ નથી. જેમ આપણે કહીએ કે, "આજે સભામાં પાંચશે ડોકા હતા. અર્થાત ૫૦૦ મનુષ્ય હતા." તેજ પ્રમાણે ઈસ્વરને હજાર મસ્તક છે, એમ કહેવા કરતાં જેમાં હજારો મનુષ્ય રહે છે તે सहस्रशीर्ष ઈસ્વર. આ કહેવું અલંકારિક છે. 'પંચ ત્યાં પરમેસ્વર' એ કહેવત સુપ્રસિદ્ધ છે. અને सहस्रशीर्ष એનો ગર્ભિત અર્થ પણ એવોજ છે. 'જે સર્વ વ્યાપી પરમેશ્વરમાં આ જગત સમાવિષ્ટ થયેલું છે, તેને તું માન' આ પ્રમાણે તેનો વાસ્તવિક અર્થ છે. એમાં કાંઇ પૂર્વાપર દોષ આવતો નથી.

પ્રત્યેક ગ્રંથકાર ગ્રંથની આદી વા અંતમાં પોતાનું નામ અને

શક લખે છે. તે પ્રમાણે વેદમાં કાંઇ પણ જોવામાં આવતું નથી. તે મનુષ્યપ્રણિત નથી. વેદની ઉત્પત્તિ પરમેશ્વરથીજ થયેલી છે, એમ તેમાં લખેલું છે. વેદ વ્યાસ એનો અર્થ વેદનો વ્યાસ એ છે. જેમ વર્તુલમાં વ્યાસ, એક છેડેથી બીજે છેડે જઈ શકે છે, તેમ વેદમાં જે એક છેડેથી બીજે છેડે જાય છે, એટલે તેમાં નિષ્ણાત થાય છે તેનેજ વેદવ્યાસ કહે છે. વેદ જેવી ગહન ફિલાસોફીનો કર્તા કેવો મ્હોટો વિદ્વાન હોવો જોઇએ! શ્રી શંકરાચાર્યે પણ કહેલું છે. ' शास्त्रयोनित्वात्. '

કણાદ ઋષી કહે છે કે " કે વેદગ્રંથોને આપણે પ્રમાણભૂત માનીએ છૈયે. કારણ તેમાં સઘળી વાત બુદ્ધિપૂર્વક છે. પૂર્વાપર વિરૂદ્ધ વાત તેમાં નથી. જેમ સૂર્ય સ્વયંપ્રકાશિત હોઇને અન્ય પદાર્થોને પ્રકાશ આપે છે તેમ વેદ એ સ્વતઃ પ્રમાણ છે. સૂર્યને શોધવા માટે પ્રકાશની ગરજ પડતી નથી. તે પ્રમાણે વેદને બીજા પ્રમાણોની આવશ્યકતા નથી." बाबावाक्यं प्रमाणं એ પ્રમાણે એ માની લેવા જેવું નથી." ન્યાયશાસ્ત્ર પરથી એ સઘળું સિદ્ધ થાય છે. આપણા અનુભવમાં જે આવે તેનેજ ખરૂં માનવું જોઇએ. નીચેની વાત પ્રમાણે વિચાર શૂન્ય થઇને 'શાસ્ત્રમાં જે છે તે સઘળું ખરૂં છે' એમ મૂર્ખપણે માની લેવું ન જોઇએ.

એક સમયે એમ બન્યું કે "એક અજ્ઞાન મનુષ્યને એક ગૃહસ્થે જઇને કહ્યું કે અલ્યા તું અહીં આનંદમાં બેઠો છે પણ તારી બઈરીના શું વર્તમાનછે તે તને કાંઈ ખબર છે કે? તે બિચારીઉપર મ્હોટું સંકટ આવી પડેલું છે. તે બિચારીનો ધણી મરણ પામ્યો છે, અને તે બિચારી વિધવા થઈ છે."

આ દુઃખાત્મક સમાચાર સાંભળી, તે અજ્ઞાન ભોળો માણસ પોતાની છાતી ઠોકી, શોક કરવા લાગ્યો. અને છેક ગદગદ કંઠે રડવા લાગ્યો ! તે મૂર્ખને એટલી ખબર ન હોતી કે જીવતા ધણીએ બાઇરી રાંડે કેમ ? તાત્પર્ય માત્ર એટલુંજ કે અમારા લોકો સારાસાર વિચાર ન કરતાં માત્ર કાલ્પનિક શાસ્ત્રોપર ભરોસો રાખી, નકામા ભૂલાવામાં પડેછે. શાસ્ત્રમાં કહેલું છે એજ એક મુખ્ય કારણ નથી. પણ અતિ સ્પષ્ટ રીતે સિદ્ધ થઈ શકે છે તેથીજ આપણને કહેવાને કારણ મળે છે કે, વેદ એ કેવળ ઈશ્વરપ્રણિત છે. ઈશ્વર શિવાય કોઈ બીજાથી તે રચાયલો નથી. તે પ્રમાણે તે કોઈ દેશભાષામાં પણ લખાયલો નથી. દેશભાષામાં જો તે હોત તો તે મનુષ્યપ્રણિત છે એમ કહી શકાય. વેદની ભાષા તદન જુદી અને સ્વતંત્ર છે. વેદ સંસ્કૃતમાં છે એમ જો કોઈ કહે તો તે તેની ભૂલ છે. વેદની ભાષા અને સંસ્કૃત ભાષા જુદી જુદી છે. “વેદ સંસ્કૃતમાં નથી એમ સાંભળતાંજ કેટલાએક તો મારવા દોડશે! તે કહેશે કે આ શું ગપાષ્ટિક ગોળા ફેંકી રહ્યા છે! પણ કોઇએ એમ નહીં સમજવું જોઇએ કે હુંજ માત્ર એમ કહું છું. આંગ્લ મહાપંડીત મેકસમુલ્લરે કહ્યું છે કે, સંસ્કૃતમાં પાણીનીનું પુસ્તક સર્વથી શ્રેષ્ઠ છે. અને તેજ પાણીની કહે છે કે, વેદની ભાષા અને સંસ્કૃત ભાષા ભિન્ન ભિન્ન છે. જેમ તમારી અમારી હાલની ભાષા મરાઠી, ગુજરાતી, હિંદી વિગેરે છે તેજ પ્રમાણે પ્રાચીનકાળમાં આર્યલોકાની ભાષા સંસ્કૃત હતી પરંતુ તે ભાષા નિર્માણ કયાંથી થઈ? વેદ એજ એવું મૂળછે. વેદથી જેમ સંસ્કૃત થઈ છે, તેમ સંસ્કૃતથી પ્રાકૃત, મરાઠી, ગુજરાથી, હિંદી, બંગાલી,

કાનડી વિગેરે અનેક દેશભાષા બની છે. સંસ્કૃતના આધારે કાંઈ વેદ ભાષા બની નથી. વેદભાષા સંસ્કૃત ભાષાથી ઘણા પૂર્વકાળની છે. વેદમાં મતમતાંતર બિલકુલ નથી. આથીજ સિદ્ધ થાય છે કે તે એકને હાથે બનેલો છે. અને આ એક, તે સર્વ શક્તિમાન ઇશ્વરજ.

વેદમાં પુનર્જન્મ માનેલો છે. પુનર્જન્મ નહી માનનારા પ્રત્યે એવો પ્રશ્ન છે કે, એકની આંખ ફુટેલી હોય છે, એક લુલો હોય છે, એક મુંગો હોય છે, અને કોઇ બહેરો. આવા નાના પ્રકારના મનુષ્ય આપણી દષ્ટીએ પડે છે. આમ થવાનું કારણ શું? તેના જવાબમાં પ્રતિપક્ષીવાળા કહે છે કે, ઇશ્વરની મર્જી! ત્યારે શું ઈશ્વર એવો અન્યાયી અને પક્ષપાતી છે કે, વિના અપરાધે, કોઇને સુખ દુઃખ ભોગવું પડે? આથીજ પુનર્જન્મ છે એ સ્પષ્ટ છે.

સર્વ વિદ્યાની માતા, જેમાં સર્વ વિદ્યા સમાવિષ્ટ થઈ છે, તેજ પરમેશ્વરકૃત પુસ્તક. એ સપ્રમાણ સિદ્ધ કરવાને અનેક ઋષીવચનો સંનદ્ધ છે. એ સિદ્ધ કરવાને અમે લેશમાત્ર ડરતા નથી. જેની પાસે ખરો રૂપીયો છે, તેને તે સંતાડવો પડતો નથી. વેદમાં નહી જણાયલી એવી કોઇપણ વિદ્યા અસ્તિત્વમાં નથી. મહામુની શંકરાચાર્યનું એવુંજ મત છે. વિના પરમાત્મા, એવું પૂર્ણપણું આવી શકે નહીં. વેદ એ દોષરહીત ગ્રંથ છે. વેદે જ્ઞાનની પ્રેરણા કરી. અને ક્રમે ક્રમે મનુષ્યને તે જ્ઞાન પ્રાપ્ત થયું. પરમેશ્વરે સૃષ્ટી નિર્માણ કરી તેની પૂર્વે સૃષ્ટીની સુવ્યસ્થા સારૂ, તેણે વેદ નિર્માણ કર્યો. વેદથી જ્ઞાનપ્રાપ્ત કરીને સર્વે ઋષીઓએ તે બીજાઓને ઉત્તીર્ણ કીધું. જ્ઞાનની ઉત્પત્તિ પરમાત્માથી થઈ. અને તે તેણે વેદદ્વારા નિર્માણ કરી. શનૈઃ શનૈઃ તે જ્ઞા-

મની ઉન્નત્તિ યા અવનતિ થતી ગઇ. બ્રાહ્મણ જેમ જેમ વેદનું પઠણ છોડતા ગયા, તેમ તેમ તે જ્ઞાન ધિમે ધિમે લોપ થતું ગયું. જે લોક પોતાને આર્ય માને છે, અને હિંદુ હોવાનો અભિમાન ધરાવે છે, તેઓએ પોતાની પ્રજાને વેદનું થોડું પણ જ્ઞાન આપવું જોઇએ. મહોટા મહોટા બી. એ., એમ. એ. થયા, પણ ધર્મસંબંધી જ્ઞાનમાં નપુંસક! એ કેટલું શોકકારક છે! તેઓને ધર્મનું જ્ઞાન ભાન બિલકુલ હોતું નથી. વેદની માહિતી જ્યારે જરાપણ ન હોય ત્યારે ધર્મ સંબંધી જ્ઞાન કેમ પ્રાપ્ત થાય! વિનાધર્મ ઉન્નત્તિ, આશા નિરાશા થઈ ગઈ છે. તમે આર્ય હોવાનું અભિમાન ધરાવતા હો તો તમારા બાલ બચ્ચાઓને અવશ્ય વેદ શિખવો. આશા છે કે, તમારી પ્રજાને સદ્ધર્મી બનાવવા માટે પ્રયત્ન કરશો! इत्याशास्महे.



# ભાષણ ૪ થું.

## ઇશ્વરોપાસના.

તા૦ ૨૯ મી જુલાઇને દિવસે શેઠ લક્ષ્મીદાસ ખીમજી જે. પી. ના અધ્યક્ષપણા નીચે શ્રીમાન બ્રહ્મચારીજી નિત્યાનંદ મહારાજે ફરામજી કાવસજી ઇન્સ્ટિટયૂટમાં ઇશ્વરોપાસના એ વિષય ઉપર પોતાનુ ચોથું વ્યાખ્યાન આપ્યું. તે નીચે પ્રમાણે.

શ્રીમાન બ્રહ્મચારીજીએ સ્વર સહીત આશીર્વચન વેદમંત્ર બોલ્યા પછી, ગીર્વાણગિરામાં પ્રસ્તુત વિષયની અંશતઃ પ્રસ્તાવના કરી હિંદી ભાષામાં બોલ્યા કેઃ

પ્રીય ગૃહસ્થો ! આ સૃષ્ટીમાં વિવિધ પ્રકારના મનુષ્ય દ્રષ્ટીએ પડે છે. સ્વભાવ, આચાર, વિચાર, કર્તવ્ય, આકૃતિ વિગેરે પ્રત્યેક બાબદમાં તેઓમાં ભિન્નતા જોવામાં આવે છે. પ્રત્યેક વિષયમાં પ્રત્યેકોનું જ્ઞાન અને સમજ નિરાળા નિરાળા હોય છે. જેમ આ જગતમાં ઇશ્વરને માનનારા હોય છે, તેમ કેટલાએક નાસ્તિક મતપથાનુયાયી પણ હોય છે. ઇશ્વરનું અસ્તિત્વ અંતઃકરણ પૂર્વક નહી માનનારા, ફક્ત સંસારના જન વ્યવહાર પ્રમાણે ચાલવાને માટે માત્ર માને છે. વળી કેટલાક એવા બીન સમજના હોય છે કે, 'ઇશ્વર છે,' એમ પણ માનતા નથી, અને 'તે નથી,' એમ પણ માનતા નથી ! વળી કે-

ટલાએક એવા મતાનુયાયી હોય છે કે, જોકે અંતઃકરણથી તો નહી, પણ લજ્જાના ભયથી તે ઈશ્વરનું અસ્તિત્વ કબુલ કરે છે. વળી કેટલાક "ઈશ્વર છે કે નહિ એ સંબંધી વાદ વિવાદ કરી મનને નિરર્થક ત્રાસ આપવાથી શો લાભ?" એમ કહેનારા દોઢ ડાહ્યા હોય છે. જ્યારે આવા સર્વાનુપયોગી વિષયમાં મનુષ્યોના આવા આવા ભિન્ન મતો છે, ત્યારે ઈશ્વરોપાસના એ વિષય ઉપર બોલતાં પ્રથમ ઈશ્વર છે કે નહિ, તેનો નિર્ણય કરવો જોઇએ. ઈશ્વર જો ન હોય ત્યારે ઉપાસના કરવી કોની? અર્થાત્ આ જગતમાં ઈશ્વર છે યા નહી તે પ્રથમ તપાસવું જોઇએ.

મારા જેવા અલ્પબુદ્ધિવાળા મનુષ્યથી આ વિષય ઉપર વિવેચન કરવું અશક્ય થઈ પડશે. કારણ આ વિષય એટલો ગહન છે કે યોગીજનોને પણ અગમ્ય છે. તો પછી મારી શી કથા! તો પણ, જેમ એક ભયંકર તોફાનમાં સપડાયલી આગબોટના બચાવને માટે તેનો કપતાન, "હવે શું કરવું? શો ઉપાય" ઈત્યાદિ વિચારમાં ન પડતાં, આવે સમયે પોતાનું ધૈર્ય છોડતો નથી, પણ શકત્યનુસાર બને એટલો પ્રયત્ન કરે છે, તદ્વત મારી બુદ્ધિરૂપી નાકા, આ સંસાર સાગરના ઝપાટામાં ડોલાં ખાવા લાગી છે, તેને ઇચ્છિત સ્થળે લઈ જવા માટે હું શકત્યનુસાર પ્રયત્ન કરૂં છું. જેમાં સફલ થવું એ સર્વ શકિતમાન ઈશ્વરના હાથમાં છે.

ન્યાયની અદાલતમાં અમુક એક પ્રકાર છે, એ સિદ્ધ કરવા માટે પુરાવાની જરૂર છે. ના કહેવામાં વિશેષ પુરાવાની જરૂર હોતી નથી. ચોરીનું આરોપ સાબીત કરવા માટે આપણી પાસે પુરાવો હોવો જો-

ઇએ. 'હુ' અમુક સમયે અમુક ઠેકાણે હતો' એવો પુરાવો જો તે લાવે તો વિરૂદ્ધ પક્ષવાળાએ તત્સંબંધી પુરાવો આપવો જોઇએ. તેજ પ્રમાણે ઈશ્વર નહી માનનારાઓને જો કે વિશેષ પ્રયાસ કરવાની જરૂર નથી તો પણ "તે નથી" એમ સિદ્ધ કરવાને તેઓ પાસે સારો પુરાવો હોવો જોઇએ. "यथा घटादे कार्यं सकर्तृकं तथाक्षित्यंकुरादिकमपी तत् कर्तृत्वकरीदादे नाम संभवति तत् कर्तेव नेश्वर सिद्धिः"

અમારા નૈયાયિક લોકો ઈશ્વરના અસ્તિત્વપણા માટે અનેક પ્રમાણો માને છે. કર્તાવગર કોઇપણ બાબત બનેલી આ જગતમાં દૃષ્ટીએ પડતી નથી. કુંભાર શિવાય ઘડો કેમ બને? વિના કર્તા કોઇપણ કાર્ય બને નહી, એ સ્પષ્ટ છે. આપણને જે આવડો પ્રચંડ અને તેજસ્વી સૂર્ય દેખાય છે, તેને બનાવનાર શું કોઈ ન હોવો જોઇએ ? તે આપોઆપ થયો હશે ? નાસ્તિક લોક એમ માને છે. તે ઇશ્વરનું અસ્તિત્વ કબૂલ કરતા નથી. "જ્યારે તે બનેલો નથી, અર્થાત સ્વયંસિદ્ધ છે, ત્યારે તેનો બનાવનાર શું કામ જોઇએ?" એવું તેઓનું કહેવું છે. આ તેઓની ઉક્તિ કેટલે અંશે ખરી છે તે આપણે જોઇએ.

મનુસ્મૃતીના ૧૨ માં અધ્યાયમાં નિવેદન કરેલું છે કે "પોતાના તર્ક વિતર્કથીજ સત્ય નિર્ણય કરો. 'बाबावाक्यं प्रमाणं' એ સત્ય પ્રમાણ નથી. એ પ્રમાણે ચાલવું છોડી દો." તેજ પ્રમાણે અમુક બાબદ અમુક એક પુસ્તકમાં કહી છે, તેથી તમે તે ખરી માનો, એમ હું તમને આગ્રહ કરતો નથી. વળી તેમ જો કોઇ કરે તો તેવાત મને પ્રીય પણ નથી. પ્રત્યક્ષ પ્રમાણથીજ જ્યારે આપણી પાકી ખાત્રી થાય,

ત્યારેજ તે ખરૂં માનવું. ફક્ત વેદ ઉપરજ આપણે સઘળો વિશ્વાસ મુકવો નહી. આ જગતની ઉત્પત્તિ વિશે આપણે પ્રથમ વિચાર કરીએ.

પદાર્થ વિદ્યા સૃષ્ટીક્રમશાસ્ત્ર વિદ્યા, ભૂગર્ભ વિદ્યા (Geology) ઇત્યાદિ શાસ્ત્ર જોયાં હોય 'તો માલમ પડશે કે તેમાં સર્વ વાત સપ્રાણ મળી આવે છે. મત્તમતાંતર તે પુસ્તકોમાં જોવામાં આવતા નથી. ન્યાયશાસ્ત્ર ( Logic ) સિદ્ધ કરી આપે છે કે, 'कारणाद्विना कार्यं नोत्पद्यते इति.' ઘટ બનાવવાને માટે જેમ કુંભારની આવસ્યકતા છે, અને કુંભાર વગર તે બને નહી, તે પ્રમાણેજ આ પૃથ્વિ બનાવવા માટે કુંભારની માફક કોઇ પણ કર્તા અવસ્ય હોવો જોઇએ. તે આપોઆપ પોતે બની શકે નહી.

જે પૃથ્વિપર આપણે નિવાસ કરી રહ્યા છૈએ તે પૃથ્વિ અસંખ્ય પરમાણુઓના સંયોગથી બનેલી છે. કોઇપણ પદાર્થનું એકીકરણ, અનેક પરમાણુઓના સંમ્મીલનથીજ થાય છે. જેમ પોલાદ અનેક પરમાણુઓથી બનેલું છે, તેમ હીરો પણ પરમાણુઓથીજ બનેલો છે. આ જગતમાં આવી એક પણ ચીજ નથી કે જે પરમાણુઓ શિવાય બની હોય. અર્થાત્ પ્રત્યેક વસ્તુ પ્રથમથી પરમાણુરૂપ હોય છે. પણ જ્યારે તેઓને એક ઠેકાણે સંયોગ થાય છે, ત્યારે તે પૂર્ણસ્વરૂપ ધારણ કરે છે. જૂદા જૂદા રહેલા પરમાણુઓનું એકત્ર થવું, અને એકત્ર થએલા પરમાણુઓનું અલગ થવું, આ બે સ્વતંત્ર ક્રિયા છે. જો તેઓનો વિયોગ ન હોય, તો સંયોગ થતો નથી, અને જો સંયોગ ન હોય તો વિયોગ પણ બનવો અશક્ય. અર્થાત એ સ્પષ્ટ છે કે, કોઇએક સમયમાં પૃથ્વીના પરમાણુઓ અલગ અલગ હતા. અને

તે જો એમ ન હોત તો તે એકત્ર થાત નહી. અને જો તે તેવી સ્થિતીમાં હોત, તો જે પૃથ્વીપર હાલ આપણે વાસ કરી રહ્યા છૈએ, તે અસ્તિત્વમાં પણ આવી ન હોત. જે પ્રમાણે ઘઉંના લોટમાં પાણી રેડી તેને મસળીયે તો તેનો કણેકનો લોંદો થાય છે, અર્થાત્ અલગ અલગ રહેલાં પરમાણુઓનો સંયોગ થાય છે, તદ્વત્ આ પૃથ્વીનો પ્રકાર હોવો જોઇએ. પ્રારંભમાં અસંખ્ય પરમાણુઓ હતાં, તે કોઇપણ સાધનથી એકત્ર થયેલાં છે. અને તે કૃતી જે આપણે હાલ પ્રત્યક્ષ જોઇએ છૈએ, તેનો કર્તા કોઇ પણ અવશ્ય હોવોજ જોઇએ એ નિર્વિવાદ છે. ફીઝીકલ સાયન્સ અને વેદ એ બેનું આ બાબતમાં ઘણું સામ્ય જોવામાં આવે છે. પરમાણુઓ અનાદિ છે. એમ તેમાં કહેલું છે. તે ઉત્પતિ, નાશ રહિત છે. સૂર્યપણ પરમાણુઓનોજ બનેલો છે. અવિદ્વાન લોકોને આ ઉપરનું કહેવું વાજવી લાગશે નહી. તથાપિ શાસ્ત્ર શિખેલા લોકોને તો કબૂલ કરવું પડશે કે, અલગ અલગ રહેલાં પરમાણુઓ મળી શકે છે, અને સંયોગ થએલાં પરમાણુઓ અલગ અલગ થાય છે.

નાસ્તિક લોક પણ પૃથ્વીનું અસ્તિત્વ કબુલ કરે છે. પૃથ્વીનું અસ્તિત્વ નથી એમ માનનાર કોઇપણ મળી આવશે નહી. જે પ્રમાણે જલ તત્વના ત્રણ રૂપાંતર (બર્ફ, પાણી, અને બાષ્પ) થાય છે, તેમ સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, તેજ ઇત્યાદી સર્વના થોડા ઘણા પ્રમાણમાં રૂપાંતર થાય છે. સાંખ્યશાસ્ત્રકારે કહ્યું છે કે આ પૃથ્વિ પ્રારંભમાં પ્રકૃતિ સ્વરૂપમાં હતી. તદનંતર વાયવીદશામાં અર્થાત્ હવાના સ્વરૂપમાં આવી. ત્યારબાદ તે ગોળાકાર સ્વરૂપની થઇ. પદાર્થવિજ્ઞાન શાસ્ત્રમાં પણ

ઉપર કહ્યા પ્રમાણે વર્ણવેલું છે. આ ઉપરથી એમ સિદ્ધ થઈ શકે છે કે આ પૃથ્વી એક વાર બનેલી છે. વિદ્વાન નાસ્તિકલોક પણ આ વાત કબુલ કરે છે. હાલ નાસ્તિકલોકોનો પાક સારો થઈ આવ્યો છે. એક બે અંગ્રેજી વિદ્વાનોના ગ્રંથો વાંચીને એ શહાણા લોક! પોતાના પૂર્વજોએ એ બાબત ઉપર બનાવેલા ગ્રંથો તરફ બીલકુલ લક્ષ નહી આપતાં એમ કહે છે કે, આ સૃષ્ટી કુદરતથીજ (નેચરથી) બનેલી છે. તે આપોઆપ નિર્માણ થઇ છે. તેને બનાવનાર કોઈ નથી, અને તેને કોઇએ બનાવી પણ નથી. વિના કર્તા આ જગતમાં કોઈપણ વસ્તુ મળી આવશે નહી. 'બાપ નથી હું છું' એ કહેવું જેવું મૂર્ખાઈ ભરેલું છે તેવાજ પ્રકારનું આ કહેવું છે. પૃથ્વીને બનાવનાર કોઈ પણ હોવોજ જોઇએ એ નિર્વિવાદ છે. લોહચુંબકમાં જે પ્રમાણે આકર્ષણ શક્તિ છે, તે પ્રમાણે આ પૃથ્વીના પરમાણુઓમાં પણ આકર્ષણશક્તિ છે એ વાત હું કબુલ કરૂં છું. (આ ઠેકાણે મને કહ્યા વગર ચાલતું નથી કે, ગુરૂત્વાકર્ષણનો શોધ ન્યૂટને કીધો એવું હાલના લોકોનું કહેવું છે. પરંતુ તેને થયાને ફક્ત ૪૦૦ થી ઓછાં વર્ષ હોવા જોઇએ. અમારા લોકોને આ વિદ્યા ઘણા પ્રાચીન કાળથી માલમ છે, અર્થાત્ જણાયલી છે. વેદની વાત બાજુ મૂકી હાલના ગ્રંથો જોઇએ તો આપણી ખાત્રી થાય એમ છે. ભાસ્કરાચાર્યે સિદ્ધાંતશિરોમણી નામનો ગ્રંથ બનાવ્યો તેને નજદીક ૧૧૦૦ વર્ષ થવા આવ્યાં છે. એની પૂર્વે આ વિદ્યા અમારા લોકોને અવગત હોવી જોઇએ, એમ કોઇપણ વિદ્વાન પુરૂષ કબુલ કરશે. હવે કહો કે ગુરૂત્વાકર્ષણનો શોધ ન્યૂટને કેવી રીતે કીધો? આપણું સોનું તે પીત્તળ!

અને પારકું પીત્તળ તેને સોનું માની બેસનારા આપણે કેવા ચતુર!!)

પૃથ્વીના પરમાણુઓમાં આકર્ષણશક્તિ છે. પદાર્થમાં વજન હોવાના કારણને લીધેજ તે વસ્તુ પૃથ્વીવર પડતી નથી, પણ ફક્ત પૃથ્વીના આકર્ષણને લીધે તે નીચે પડે છે. આ બાબતનો અનુભવ આપણને ઉત્તર ધ્રુવ પાસેના દેશોમાં મળી આવે છે. હવાથી, અન્નથી, અને બીજા ઇતર કારણોથી રૂષ્ટ, પુષ્ટ અને શુષ્ક થનાર માણસનો દાખલો નહી લેતાં, એક લોખંડનોજ દાખલો લઇએ. તેના વજનમાં કોઇ જાતનો ફેરફારં થનાર નથી. જે લોખંડના ટુકડાનું વજન અહીં એક શેર થાય છે, તેનું ઉત્તર ધ્રુવ નજીક દોઢ શેર થવા જાય છે. આનું કારણ શું? આકર્ષણ શિવાય બીજું કાંઈ નથી. અહીં પદાર્થને મધ્યાકર્ષણ હોવાથી તેના વજનમાં વધારો થતો નથી. પણ ધ્રુવ પાસે વિશેષ આકર્ષણ હોવાના કારણને લીધે વજનમાં વધારો થાય છે. આપરથી પૃથ્વીના પરમાણુઓમાં આકર્ષણશક્તિ છે, એ સ્પષ્ટ છે.

પદાર્થવિદ્યા જાણનાર નાસ્તિકલોક કહે છે કે "પરમાણુઓમાં આકર્ષણશક્તિ હોવાને લીધે તે એકત્ર થયાછે. એમ કહેવામાં શું બાધ આવે છે? એકત્ર કરવાને બીજાની શું જરૂર છે" આ તેઓનું કહેવું એક માર્ગી ખરૂં લાગે છે. પરંતુ તત્સંબંધી સૂક્ષ્મ વિચાર કરવો જોઈએ. પરમાણુ, પાસે પાસે હોય તોજ તે આકર્ષણ કરી શકે. જો તે દૂર હોય તો આકર્ષણ કરી શકે નહી, યા એકત્ર થઈ શકે નહી. તે દૂર દૂર રહેલા નથી, પંતુ નજદીક નજદીક છે, એમ આપણે ઘડીભર માની લઈએ.જે કારણને લીધે તે

પરમાણુઓ એકત્ર થયાં તે કારણની પ્રાગ કોઈપણ સમયે એકવાર તે અલગ અલગ હોવાજ જોઇએ. કારણ દૂર દૂર હોવા શિવાય એકત્ર થઈ શકે નહી, એ આપણે પ્રથમ નક્કી કરી ગયા છૈએ. ત્યારે શું તેઓને જૂદા જૂદા પાડનાર કોઈ નહી હોય ? જેમ તેઓમાં આકર્ષણશક્તિ છે, તેમજ તેઓમાં અલગ થવાની શક્તિ છે કે શું? તે શક્તિ તેઓમાં નથી એ અનુભવસિદ્ધ વાત છે. આપરથી કોઇને પણ કબૂલ કરવું પડશે કે, તેઓને અલગ અલગ કરવાને કોઈની પણ આવશ્યકતા છે. પૃથ્વીના પરમાણુઓમાં આકર્ષણશક્તિ હોવાને લીધે તેઓ આપોઆપ કદીપણ અલગ અલગ થઇ શકે નહી. નાસ્તિકલોક આ ઠેકાણે એવી શંકા કરે છે કે "પરમાણુ અલગ અલગ કરવાને કોઇની આવશ્યકતા નથી. હવા તેઓને અલગ કરે છે." આ તેઓનું કહેવું કેટલે અંશે ખરૂં છે તે જોતાં પહેલાં હવા એ શું ચીજ છે તેનો પ્રથમ વિચાર કરીએ.

હાલની સાયન્સવિદ્યાપરથી આપણા જોવામાં આવે છે કે, હવા એ કાંઈ સ્વતંત્ર વસ્તુ નથી. તેમ તે આપોઆપ ઉત્પન્ન થઈ શકતી નથી. ઉષ્ણતા શિવાય તે ઉત્પન્ન થઈ શકે નહી. હવાનો ઘેરાઓ અસીમ છે. ૧૨ યોજન પર્યંત વાયુ સઘળે ભરેલો છે, એવું આપણી જાણમાં આવેલું છે. જેમ જેમ ઉપર જઇએ તેમ તેમ વાયુ ધીમે ધીમે છેક હલકો થતો માલમ પડે છે. નીચેની જડ (ભારી) હવા સાથે જ્યારે સૂર્યબિંબનો સંબંધ થાય છે ત્યારે તે તપ્ત ( હલકી ) થઇને ધીમે ધીમે ઉપર ચઢે છે. આ ચલન વલનના

યોગથી વાયુ ઉત્પન્ન થાય છે. આ પરથી આપણને સ્પષ્ટ દેખાય છે કે હવા એ આપોઆપ ઉત્પન્ન થતી નથી, પણ ઉષ્ણતા એજ તેનો જનક છે. જ્યારે ઉષ્ણતા એ હવા ઉત્પન્ન થવાનું કારણ છે, ત્યારે તે શું છે, અને તેનું કારણ શું છે, એનો નિર્ણય પ્રથમ કરવો જોઈએ.

ઉષ્ણતા અર્થાત્ અગ્નિ ઉત્પન્ન થવાને, ઘર્ષણની આવશ્યકતા છે. કોઈ પણ પદાર્થના ઘર્ષણ શિવાય અગ્નિ કદાપી ઉત્પન્ન થતી નથી. એમ અંગ્રેજી શાસ્ત્રકારોનું કહેવું છે, અને અમારામાંના દરેકનો પણ તેવોજ અનુભવ છે. પૃથ્વીના પરમાણુઓ એકત્ર થતાં પહેલાં તે અલગ અલગ હોવા જોઇએ, અને તેને અલગ અલગ કરવાને હ-વાની આવશ્યકતા છે, એવું નાસ્તિકલોકોનું કહેવું છે. પરંતુ હવા ઉત્પન્ન થતાં પહેલાં ઉષ્ણતાની જરૂર છે, અને ઘર્ષણ શિવાય તેની ઉત્પત્તિ નથી. વળી ઘર્ષણ કંઈ આપોઆપ થઈ શકતું નથી. તે થવા ને માટે કોઈની પણ આવશ્યકતા હોવીજ જોઇએ. ઘર્ષણ સાધન ન હોય, તો અગ્નિ અર્થાત્ ઉષ્ણતા ઉત્પન્ન થઈ શકે નહી. ઉષ્ણતા શિવાય વાયુ, અર્થાત્ હવાનું જનન થઈ શકે નહી. અને હવા જ્યારે નહી, ત્યારે પૃથ્વીની ઉત્પત્તિ પણ અશક્યજ. આપરથી સ્પષ્ટ છે કે ઘર્ષણ સાધન અવશ્ય હોવુંજ જોઇએ. ગતિ શિવાય ઉષ્ણતા બિલકુલ ઉત્પન્ન થઇ શકતી નથી. આ ગતીની ઉત્પત્તિ ક્યાંથી, તે અંગ્રેજી શાસ્ત્રકાર કહી શકતા નથી. અહિં તેઓની હિંમત છુટી જાય છે, અને આ ગતીના સંબંધમાં તેઓની મતિ ચાલી શકતી નથી. તેઓને આજ પર્યંત ૬૬ તત્વોનો શોધ લાગ્યો છે. તેઓનું શાસ્ત્ર હજુ

સુધી બાલ્યાવસ્થામાંજ છે. ઈથિરસંબંધી તેઓને અદ્યાપિ પર્યંત કાંઈપણ માહિતી નહોતી. પૃથ્વીની આસપાસ ૪૮ મૈલ સુધી વાયું વિંટલાયલો છે, અને સૂર્યના કિરણના આધારથી તે નીચે આવે છે એવું, તેઓનું આજ દિવસ સુધી માનવું હતું. આ ૪૮ મૈલની પેલી બાજુએ શું છે તેની તેઓને કલ્પના સુદ્ધાં નહોતી. શોધ કરતાં કરતાં હવાથી વ્યતિરિક્ત ઇથર જેવું કાંઈ છે, એવું તેઓના જાણવામાં આવ્યું છે. પરંતુ ઈથિરસંબંધી માહિતી આપણા લોકોને ઘણા પ્રાચીન કાળથી હતી. 'ઈથિર' એટલે 'આકાશ' અને 'વ્યાકયુમ' અર્થાત્ 'શૂન્ય' સંસ્કૃતનું જ્ઞાન આપણા હાલના લોકોને બરોબર નહી હોવાને લીધે આપણે ખરો અર્થ બરોબર સમજતા નથી. પણ આપણા પૂર્વજોને ઘણા પ્રાચીન કાળથી એ વિષયનું પૂર્ણ જ્ઞાન હતું. હાલના યુરોપીયન પંડિતો આ વિષયો કાંઈક સમજવા લાગ્યાછે ખરા.

અમારા શાસ્ત્રોમાં આ ગતિસંબંધી વિષય ઉપર લખેલું છે. ઉપનિષધમાં નચીકેતે યમાચાર્યને (પોતાના ગુરૂને) આ ગતી કેમ ઉત્પન્ન થઈ, તે વિશે પ્રશ્ન કરતાં ગુરૂજીએ ઉત્તર દીધો કે, જે શક્તિથી આ ગતિનો પ્રાદુર્ભાવ થયો છે તેને પ્રકાશિત કરવાને સૂર્ય, ચંદ્ર, યા, અગ્નિ કોઇપણ સમર્થ નથી, તે આપણે જાતેજ જાણવું જોઇએ. આપણા શરીરની અંદર એવી એક શક્તિ છે કે જેના યોગે કરીને પ્રાણીનો સઘળો વ્યવહાર ચાલે છે. તેના અસ્તિત્વપણાને લીધેજ એકંદર ઈંદ્રીઓએ યોગ્ય સ્થિતીમાં રહે છે. તે પ્રમાણે આ સંસારરૂપી દેહમાં પરમાત્મા એ એક શક્તિ વિચરી રહેલી છે. તેથીજ આ દૃશ્ય વિશ્વમાં અખીલ વ્યાપાર સરળપણે ચાલ્યા કરે છે. ઉપર વર્ણવેલી શક્તિ શરીરમાં

નહોય તો જેમ અંદરનો એકંદર વ્યવહાર બંધ પડે છે, તેમ પરમાત્મારૂપી શક્તીનો જો અભાવ હોય તો આ વિશ્વનો સઘળો વ્યાપાર ઉથલપાથલ થઇ જાય. અને કોઇપણ વ્યવહાર યોગ્ય રીતીએ ચાલી શકે નહી.

આ જે વિશિષ્ટ શકિત છે, તે ચર્મચક્ષુથી દ્રષ્ટીગોચર થતી નથી. તેને જોવાને માટે બીજા અર્થાત્ દિવ્ય ચક્ષુઓનીજ આવશ્યકતા છે. વિશ્વ એ એક મહોટું ઘડિયાળ છે. તે પોતાના કાર્યમાં કદી ચૂક કરતું નથી, તથાપી તેને ચાવી દેનારની જરૂર તો છેજ. જેમ મનુષ્યકૃત ઘડિયાળને ચાવી દીધા વગર તે ચાલતું નથી, અને જો ચાવી નહી દીધી હોય તો તે બગડે છે, બંધ પડે છે, યા અનિયમિતપણે ચાલે છે, તદ્વત આ વિશ્વરૂપી ઘડિયાળનો સર્વ પ્રકાર છે. એંજીન ચલાવવાને ડ્રાયવ્હર હોવોજ જોઇએ. તેનાવગર રેલગાડી ચાલી શકે નહી. તેજ પ્રમાણે આ પૃથ્વિ, સૂર્ય, ચંદ્ર, ગ્રહ, ઉપગ્રહાદિ સર્વને ચલાવવાને કોઇપણ જરૂર હોવોજ જોઇએ. મનુ મહારાજે કહ્યું છે કે 'प्रशासितारं सर्वेषामणीयांसमणोरपि' પરમાત્મા અત્યંત સૂક્ષ્મ છે. ઉપનિદષમાં પણ એમજ કહેલું છે. 'अणोरणीयान्महतो महीयान्' પરમાત્માથી સૂક્ષ્મ આ જગતમાં કાંઇપણ નથી. આ પરથી કોઇએ એમ ન સમજવું જોઇએ કે, તે રાઈ અથવા તો સોઈના અગ્રભાગ જેટલો છે. સૂક્ષ્મથી સૂક્ષ્મ, અને મહોટાથી મહોટો તે છે. પૃથ્વીથી સૂક્ષ્મ જલ છે. જલથી સૂક્ષ્મ હવા, અને હવાથી સૂક્ષ્મ આકર્ષણશક્તિ છે. તે આકર્ષણ શક્તિ નિરાકાર, સૂક્ષ્મ, અને વ્યાપક છે. તેજ પ્રમાણે ઈશ્વર પણ નિરાકાર, વ્યાપક, અને સૂક્ષ્મ છે. વેદમાં પણ એમજ કહેલું છે. "वेनस्तत्पश्यन्‌ निहितं गुहासद्यत्र विश्वं भवत्येकनीडं तस्मिन्निदं संच

नोत सर्वं ॥ स ओतः प्रोतश्च विभुः प्रजासु" પરમેશ્વર શક્તીને તું ઓ-ળખ! તે પરમેશ્વર સૂક્ષ્મથી સૂક્ષ્મ, અને સર્વવ્યાપક છે. જે પ્રમાણે ઈથર અને વ્યાક્યુમ સર્વ ઠેકાણે છે, તે પ્રમાણેજ તેનું અસ્તિત્વ સર્વત્ર છે. ભગવદ્ગીતામાં કહ્યું છે કે, બ્રહ્માનંદસુખ અતીંદ્રિય છે. એ બ્ર-હ્માનંદની પ્રાપ્તિ માત્ર જ્ઞાનથીજ થાય છે. આત્યંતિક અતીંદ્રિય બ્રહ્મા-નંદસુખ બુદ્ધીથીજ જાણુમાં આવે છે. જે પ્રમાણે તડિત્ સર્વત્ર છે, તે પ્રમાણે ઇશ્વર સર્વત્ર પ્રકાશરૂપ ભરેલો છે. મનુ મહારાજે તે પર-માત્માને 'स्वप्नाधिगम्यं' વર્ણવેલો છે. સમાધીથીજ તે જાણવામાં આવે છે. ગહન વિષયો એકચિત્તતા વગર કળી શકાતા નથી. ત્યારે સર્વથી સૂક્ષ્મ એવો જે પરમાત્મા, તે ચિત્તની અત્યંત શાંતતા વગર કેમ જાણી શકાય. સમાધિજ્ઞાન વિના પરમાત્માનું જ્ઞાન થઇ શકતું નથી.

જૂદા જૂદા ચાર પ્રકારના લોક સર્વ શક્તિમાન ઈશ્વરને પ્રકાર ચતુષ્ટયથી જાણી શકે છે. યોગી લોક પ્રત્યક્ષ અનુભવથી પરમેશ્વર જેવો છે, તેઓજ સારીરીતે જોઈ શકે છે. તાર્કિક લોક અનુમાનથી ઈશ્વર છે એમ માને છે. તેઓ કહે છે "यत्र यत्र धूमस्तत्र तत्र वन्हि;" આ ન્યાયથી આ જગત બનાવનાર કોઇપણ હોવોજ જોઇએ. વિદ્વાન લોકો શાબ્દિક પ્રમાણુથી ઇશ્વરનું અસ્તિત્વ કબૂલ કર્તા આવ્યા છે, અને હાલ પણ કબૂલ કરે છે. જે પ્રમાણે વ્યાક્યુમ અને ઇથર સર્વત્ર છે, તે પ્રમાણે ઈશ્વર સર્વત્ર વ્યાપ્ય છે. આકાશની વ્યાપ્તિ સ-ર્વથી વિશેષ છે, તેજ પ્રમાણે પરબ્રહ્મ સર્વ વ્યાપ્ત છે એમ ઔપમા-નિક લોક માને છે.

હિમાલય પર્વતપર જ્યારે અમે વસતા હતા ત્યારે મારા આ-

વામાં એક કંદ આવ્યો હતો. તેની મિષ્ટતા એટલી અપૂર્વ હતી કે તમને કહ્યા છતાં પણ તેની કલ્પના તમે કરી શકશો નહી. મિષ્ટતા વિશે તમને મારા કહેવા ઉપરથી શાબ્દિક જ્ઞાન થયું. પરંતુ કાંઇ અનુભવ થયો નહી. તદ્વત્ માત્ર શાબ્દિક જ્ઞાનથી ઇશ્વરનું પૂર્ણ સ્વરૂપ કળી શકાય નહી. ઉપનિષદમાં પણ સુચવેલું છે કે "नैषा तर्केण मतिरपनेया" કેવળ તર્કથી ઇશ્વરનું ખરૂં સ્વરૂપ સમજાતું નથી. એતત્સંબંધી જ્યાંહ સુધી અહર્નિશ ધ્યાન ધરિએ નહીં ત્યાંહ સુધી એ વિષયની પાકી શોધસમજ મળવી દુર્લભ છે. સાંપ્રત વ્યવહારિક તારના (ટલિગ્રામ) દાખલાપરથી તમારા સમજવામાં આવશે કે, માત્ર તર્કથી એ વિદ્યા જાણી શકાતી નથી. એ વિદ્યા જાણવાને માટે એ વિષયનું સર્વ પ્રકારનું જ્ઞાન પ્રથમ શિખવું જોઇએ. ત્યારેજ ખરી સ્થિતિ આપણા સમજવામાં આવે. ઈશ્વર વિષય પણ, માત્ર તર્કથી, જણાતો નથી. અમારા ઋષિવર્યોએ, રાત્રી અને દિવસ ક્યાં જંગલમાં, તો ક્યાં ગિરીની ગુહામાં, શીત, તાપ, વૃષ્ટી આદિ દુઃખો વેઠીને, કંદમૂલ ભક્ષણ કરીને, જે જે શોધો અદ્યાપિ સુધી અન્ય લોકોએ નહી કરેલી તે કરી, જે પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો છે, તે તરફ આપણા હાલના જુવાન ભાઇઓને હું વિનંતિ સાથે કહું છું કે તમારૂં લક્ષ થોડું ઘણું દોરો! તેઓએ બતાવેલા માર્ગો તમે પકડો. એજ માર્ગથી તમારો અને સર્વ કોઇનો તે પરમાત્મા સાથે મેળાપ થશે.

બુદ્ધિમાન લોકોએ કહ્યું છે કે જગતના સર્વે સુખો બ્રહ્માનંદના સુખ આગળ તુચ્છ છે. મનુષ્ય માત્ર આ સંસારના તુચ્છ સુખોમાં

આનંદ માને છે, અને તેના દાસ થઇને રેહે છે તેઓને જો આ બ્રહ્માનંદના સુખનો અનુભવ થાય, તો તે કદીપણ આ સુખ ભૂલે નહી. અમે ચૈતન્યસાગરમાં અહર્નિશ નિમગ્ન છૈએ. છતાંપી અમને તેની જોડે સંબંધ નથી. અમે કોરાને કોરાજ! પરમાત્મા કોઇપણ ઠેકાણે સંતાઈને બેઠો નથી. તે સર્વત્ર વ્યાપ્ત છે. સૂર્યનો પ્રકાશ, જેની આંખો સારી હોય છે તેને દેખાય છે. અને તે જેમ અંધ મનુષ્યને દેખાતો નથી, તદ્વત્ સર્વ વ્યાપ્ય પરબ્રહ્મ, અમારા જેવા જ્ઞાનાંધથી ઓળખાતો નથી. પરબ્રહ્મ જાણવાવાળાને જે બ્રહ્માનંદ સુખની પ્રાપ્તિનો લાભ થાય છે તેની કલ્પના પણ અમે કરવાને શક્તિમાન થતા નથી. પરબ્રહ્મ જાણવા માટે વેદમાં ઉત્તમ માર્ગ દર્શાવેલો છે. તેમાં પરમેશ્વરની ઉપાસના આ એક ભાગ છે. ચિત્ત સ્થીર કરવા માટે ઉપાસના કરવી પડે છે. જ્ઞાન એ એક તેમાં બીજો માર્ગ છે. અજ્ઞાન દૂરકરવા માટે જ્ઞાનની આવશ્યકતા વેદમાં વર્ણવેલી છે. આ માર્ગની પૂર્વે કર્મકાંડ કરીને એક માર્ગ વેદમાં દર્શાવેલો છે. સ્મશાનવૈરાગ્યના અનુભવ જોકે પ્રત્યેક મનુષ્યને થાય છે, તો પણ દલગિરીની વાત છે કે, મનુષ્ય દુષ્ટકૃત્યથી પરાઙ્મુખ થતો નથી. જેનું મન આવા પ્રકારનું છે, તેનું તે પાપથી પરાવૃત્ત કરવા માટે, અને ધર્માચરણ પ્રમાણે વર્તી શુદ્ધ કરવા માટે, વેદમાં કર્મકાંડ કહેલો છે. પાપથી પરાવૃત્ત થઈ શુદ્ધ થયેલું મન સ્થીર કરવા માટે અગાડી ઉપાસનાનો માર્ગ બતાવેલો છે. મન એ અતિ ચંચલ છે. ક્ષણમાં તે અહીંથી કલકત્તે પહોંચે છે, અને ક્ષણમાં તે આખી પૃથ્વીપર ભ્રમણ કરી આવે છે. આપણે મહોટા બાદશાહ થઇએ તો સારૂં એવી ઈચ્છાઓ

करीए छीए. तात्पर्य मात्र एटलुंज के तृष्णा प्रतिदिनी तरुण थती जाय छे. ते कदी पण शांत थती नथी. मननी चंचलता दूर करवा माटेज उपासनानो भाग वेदमां वर्णवेलो छे. कर्ममार्गथी शुद्ध थएलुं मन उपासनाथी स्थीर थया पछी तेने वेदमां ज्ञान-मार्ग बतावेलो जोवामां आवे छे. आ रस्ते जे मनुष्य जाय तेने जरूर परब्रह्मनी प्राप्ति थया वगर रहे नहीं. अने जो ए प्राप्ति थई, तो तेने ब्रह्मानंदसुख प्राप्त थाय छे.

आजनो आपणो विषय ' उपासना' ए छे. उपासना एनो अर्थ 'समीप स्थित थवुं' एवो थाय छे. आ चंचल मन ज्यारे एक पलभर पण एक जग्याए स्थित थई शकतुं नथी, त्यारे ते मनने परमेश्वरनुं रूप केवी रीते समजाय? पतंजली ऋषीए कह्युं छे के "योगश्चित्तवृत्ति निरोधः" योग एटले चित्तवृत्ति स्थीर करवी. हालमां जे बधा योगी जेवा दृषीए पडे छे ते योगी नथी, पण ते ठक योगी जाणवा.

आपणा ऋषीलोको घणा परमार्थी हता. तेओए आपणे माटे अनेक श्रमो वेठी परमेश्वरने ओळखवानो रस्तो बतावी गया छे. आ श्रम लेवामां तेओनी बिलकुल स्वार्थबुद्धि जोवामां आवती नथी. पण मात्र परोपकारार्थ निरपेक्ष बुद्धिए तेओए आटलुं असह्यकष्ट वेठी, आपणने सुमार्ग दर्शावेलो छे. माटे आपणे तेनो केटलो उपकार मानवो जोइए? अने ते मार्गने अवलंबीने जो आपणे न चालीए तो आपणे केटला कृतघ्नी?

महामुनी पतंजली ऋषीए योगशास्त्रमां कह्युं छे. "यमनि-

यमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि. ”

યમ પાંચ પ્રકારનો કહેવાય છે તે નીચે પ્રમાણે. હિંસા ન કરવી. ચોરી ન કરવી. સત્ય બોલવું. બ્રહ્મચર્યવ્રત પાળવું. ઉપરીગ્રહ એટલે બીજાનું અન્યાયથી લઇ ન લેવું. ઈત્યાદિ. નિયમ પણ તેટલાજ પ્રકારનો જણાયલો છે. શૌચ, સંતોષ, સ્વાધ્યાય, તપ, અને ઈશ્વરપ્રણિધાન ઇત્યાદિ. ઈશ્વરપ્રણીધાનનો અર્થ નીચે પ્રમાણે થાય છે. આ સર્વ વૈભવ તેનોજ છે આપણું કાંઈ નથી. સર્વનો સ્વામી પરમેશ્વરજ છે. પ્રકૃતિ પણ તેનીજ છે. આ શરીર પણ આપણું નથી. તે માત્ર થોડા દિવસ સારૂ આપણને આપેલું છે. આંખો જે આપણને આપેલી છે તે સારા ઉપયોગને માટેજ. બીજાની બેહેન બેટીને પોતાની હોય તેમ ગણવી. તે પ્રત્યે પાપ બુદ્ધીથી જોવું નહી. એજ પ્રમાણે જે દ્રવ્ય આપણને મળેલું છે, તે વ્યભિચારાદિક દુષ્ટ વ્યસનવાસના પૂર્ણ કરવા માટે નહી, પણ તેનો યોગ્ય વિનિમય કરવા માટેજ તે આપેલું છે, એમ સર્વ કોઈ મનુષ્યે સમજવું. આપણે ધનના સ્વામી નથી. આપણે તો માત્ર રક્ષક છૈયે. સઘળો વૈભવ ઉપર પ્રમાણે સમજવો. તેનું નામ ઈશ્વરપ્રણિધાન છે.

ત્રીજો પ્રકાર આસન, અને ચોથો પ્રાણાયામ છે. પ્રાણાયામ અર્થાત્ શ્વાસોચ્છવાસ ગતીનો વિચ્છેદ. પ્રાણાયામ વીશે ઘણાં લોકોને યોગ્ય માહિતી હોતી નથી. ઘણા જણ હાથપર હાથ ઠોકી, નાક પકડી બેસે છે. આ કાંઈ પ્રાણાયામ નહી કહેવાય. હિંદુના ધર્મમાં गतानुगतिकत्व પ્રમાણે વર્તનારા ઘણા હોય છે. મૂળ તો બાજુજ રહી

જાય છે અને તેની જગ્યાએ ખરું, ખોટું, લોક આચરવા લાગી જાય છે. એક સમયે એવો બનાવ બન્યો કે, એક વૈષ્ણવનો ગંગાદાસ નામે એક શિષ્ય હતો. તેને ગુરૂએ એવો ઉપદેશ દીધો હતો કે 'એકવાર જે વસ્તુ આપણે હાથમાં ધરવી તે પ્રાણાંતે મૂકવી નહી.' કર્મ ધર્મ સંયોગે એક દિવસ વર્ષાઋતુમાં પગ ખસવાથી તે કાદવમાં પડી ગયો. ભોગજોગે એક ગધેડું જે ત્યાંહ ઉભું હતું તેનું પુચ્છ આ ભાઈસાહેબના હાથમાં આવી ગયું. ગુરૂ વચન બરોબર મનપર ઠસેલું હોવાથી આ ભાઈ પુચ્છડું મુકે નહી ! ગધેડાએ ધણીએ લાતો મારી, પણ ગુરૂ વચન ભંગ કેમ થાય ? ! આ પ્રમાણે આપણાં આ દેશના લોકોની સ્થિતિ થઈ પડી છે. સારાસાર વિચાર તો કદી કરવોજ નહીં.

સંધ્યા ત્રણ પ્રકારની છે. વૈદિક, સાંપ્રદાયિક, અને તાંત્રિક. એમાં કોઈ ઠેકાણે નાક કાન પકડવાનું જોવામાં આવ્યું નથી. પ્રાણાયામ કરીને યોગી થવાને બદલે લોક રોગી થવાનો લાભ ઓઢી લે છે. યોગ્ય પ્રકારે પ્રાણાયામ કરવાથી શારીરિક અને માનસિક એવા બે પ્રકારનો લાભ થાય છે.

પાંચમો પ્રકાર પ્રત્યાહાર એ છે. એનો અર્થ એવો થાય છે કે મનનો વિષયથી સંબંધ તોડવો. છટ્ટો પ્રકાર ધારણા એટલે મનની એકાગ્રતા. સાતમું ધ્યાન. જે વસ્તુમાં મન લગાડેલું હોય તે માંથી તે બીજી બાજૂએ ન જવા દેવું. મન જ્યારે સ્થીર થાય છે, ત્યારે તે પરમેશ્વરના રૂપમાં તદાકાર થઈ શકે છે. મહામુની કપીલ ઋષીએ સાંખ્ય શાસ્ત્રમાં ધ્યાન વિશે એવું વર્ણન કરેલું છે કે 'ધ્યાનં

निर्विषयं मनः ' કોઈ પણ વિષયમાં મન ન જવા દેવું, તેનું નામ ધ્યાન. આઠમો પ્રકાર સમાધિ એ છે. " तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः " સમાધીના સાધનથી આપણને બ્રહ્મસ્વરૂપનો અનન્ય લાભ થાય છે. આ ઉપરથી સમાધીની યોગ્યતા કેટલી છે તે સહજ જણાઈ આવે. " तपास्विभ्योधिको योगी ज्ञानिभ्योपि मतोधिकः कांमभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ १ ॥ યોગી લોકોનું મહાત્મ્ય આ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને વર્ણવેલું છે.

આ મોહ માયામાં મનુષ્ય સ્વકર્તવ્યથી પરાઙ્મુખ થાય છે. તે મન માને તેમ સ્વચ્છંદ આચરણ આચરી પાપ સંચય કરે છે. અનેક કુકર્મ કરી બીજાઓને દુઃખરૂપ થઈ પડે છે. તે એમજ સમજે છે કે અમે અજરામર છૈએ ! સ્વચ્છંદપણે વિચરનાર પુરૂષો એટલો પણ વિચાર કરતા નથી કે અમારે માથે કાલચક્ર ભમે છે અને તે અમને અચાનક ઉપાડી લેશે. તેઓને જો એ વાતની ભીતી હોય તો તે આટલા પ્રમાદી થાય નહી. ' મારે મરવું છે ' એ સર્વ કોઈ જાણે છે. પણ જ્યારે પૂર્ણપણે અંતઃકરણ પૂર્વક એ વાત મનમાં ઠસે ત્યારે તેને હાથે સહસા અન્યથા વર્તન થાય નહીં. મૃત્યૂએ કોઇને મૂકયો નથી. કાં રાય કાં રંક, સર્વ કોઈ એના પંજામાં વેહેલો મોડે આવી પડે છે. ભર્તૃહરી મહારાજે કહ્યું છે કે " अवश्यं यातारः श्चिरतर इ.

તાત્પર્ય એટલુંજ કે આ ભ્રમપટલ દૂર થઈ સન્માર્ગવર્તી થવાને માટે મનુષ્યમાત્રને યોગજ્ઞાનની આવશ્યકતા છે. યોગજ્ઞાનથી

તેના આચરણ શુદ્ધ થાય છે, અને તે ઇહિપરલોકમાં સુખ પામે છે. માટેજ આ યોગજ્ઞાનનું આટલું માહાત્મ્ય કહેવામાં આવ્યું છે.

અંતમાં સર્વ ભાઇઓ પ્રત્યે મારી એટલીજ વિનંતિ છે કે આ મનુષ્યજન્મ સાર્થક કરવામાટે વેદાજ્ઞાનુસાર વર્તી સર્વ કુકર્મનો ત્યાગ કરવો. શુભ કર્મમાં નિષ્ટા રાખી શુદ્ધ ભાવથી ઇશ્વરની ભક્તિ અને ઉપાસના કરી, ઇહિપરલોક સાફલ્ય કરી લેવું, એથીજ આપણું, આપણા દેશનું, અને આપણી સંતતીનું, કલ્યાણ થશે. इत्याशास्महे.



( मालिनी )

उदयतु बहुलोऽस्मिंस्त्वादृशो वीरवृन्दः ।
परहितधनधीरो भारतीये प्रदेशे ॥
जयतु जननभूमि स्त्वद्विधानां सुधन्या ।
भवति सकलदेशेष्वग्रगण्यायतःसा ॥ १ ॥

मा. अ. दवे.

OM

# ARYAN SOCIAL UNION,

Established 1st April 1892.

## ARYAN SOCIAL UNION AIMS AT:—

1.—Cultivating its intellectual, social and moral feelings by listening to intellectual, social, and moral instructions.

2.—Promoting social intercourse and brotherly love between the members and sympathisers of the Theistic Societies without caste and creed distinctions.

3.—Enlisting the sympathies of and getting instructions from enlightened gentlemen intersted in the aims and objects of this Union.

For furtherance of the aims and objects of this Union, every Saturday night at 8-30, public regular weekly gatherings are held at the Hall of The People's Free Reading Room and Library, Bazar Gate Street, Fort, whereat lectures in different languages are delivered and discussed.

Annual subscription for the membership is Rs. only.

P. S.—Educated Natives are cordially requested to join the Union and inform their friends of its existance.

*Bazar Gate Street,*
*Fort, Bombay.* } Sunderlal Ganeslal Varma, Secretary.